[ અંગ્રેજી છઠ્ઠા ને સાતમા ધોરણ માટે ]

# સરળ મેટ્રીક્યુલેશન ઇતિહાસ

[ પ્રશ્નોત્તર રૂપે ]

## બ્રીટીશ યુગ

[ નવા રાજ્ય બંધારણ સાથે.

◎ ◎

લેખક:

એક અનુભવી શિક્ષક

◎ ◎

: પ્રકાશક :

શ્રી હરિહર પુસ્તકાલય

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

ટાવર રોડ, સુરત.

---

મૂલ્ય: ચાર આના.

# બ્રીટીશ યુગ

Q. 1 How did the Europeans settle in India?

Ans. ચૌદમી સદીની અધવચમાં મુસલમાનોએ કોન્સ્ટેન્ટિનોપલ જીત્યું તેથી યુરોપિયન લોકોનો હિંદ સાથેનો વેપાર ભાંગી પડયો. હવે તેમણે હિંદ સાથેના વેપાર માટે દરિયાઈ માર્ગ શોધવા પ્રયત્ન કર્યો અને ૧૪૯૮ માં વાસ્કો ડી ગામાએ તે માર્ગ શોધી કાઢયો. આમ હિંદમાં આવનાર યુરોપિયન પ્રજા તે પોર્ટુગીઝ પ્રજા હતી. તેમણે હિંદમાં આવી પશ્ચિમ કિનારા પર પોતાનાં વેપારી મથકો સ્થાપ્યાં અને હિંદની રાજકીય સ્થિતિ જોઈ સામ્રાજ્ય સ્થાપવાના કોડ સેવવા માંડયા. પણ શરૂઆતમાં તો તેઓ ફાવ્યા અને તેમણે થોડાં ઘણું સંસ્થાનો ભેગાં કર્યાં ન કર્યાં ત્યાં તો તેમની પડતીનો સમય આવી લાગ્યો. આમ તેઓ ન વેપાર કરી શકયા અને ન સામ્રાજ્ય સ્થાપી શકયા.

આમ પોર્ટુગીઝોની પડતી થઇ એટલે ડચ લોકોએ પોતાનું નશીબ અજમાવવાના પ્રયાસ કરવા માંડ્યો. તેઓ પોર્ટુગીઝો કરતાં વધારે સફળ થયા. તેમની નૌકાસત્તા પોર્ટુગીઝો કરતાં ચઢિઆતી હોવાને લીધે તેમણે ઘણાં સંસ્થાનો સ્થાપ્યાં. વળી હુગલી, ચિન્સુરા, મદ્રાસ, વગેરે પ્રખ્યાત સ્થળોએ તેમણે પોતાના વેપાર માટે કોઠીઓ સ્થાપી. પણ તેમની દરિયાઇ સત્તા તુટી અને અંગ્રેજ તથા ફ્રેંચ લોકોએ હિંદમાં પગપેસારો કરવા માંડ્યો. આમ આ બીજી પ્રજા પણ પોતાના મનોરથ સિદ્ધ કરી શકી નહિ.

ફ્રેંચ અને અંગ્રેજો એ બેમાં પહેલી આવનારી પ્રજા અંગ્રેજ પ્રજા હતી.

ઇ. સ. ૧૫૭૬ થી અંગ્રેજોએ હિંદની મુલાકાત લેવા માંડી. આ વખતે દરિયાઈ સત્તાની જમાવટને લીધે તેઓએ પણ નસીબ અજમાવવા માંડ્યું. જ્યારે તેઓએ હિંદમાં આવી જોયું અને તેનું વર્ણન કર્યું

ત્યારથી તેઓના મન લલચાયાં અને હિંદ સાથે વેપાર કરવાને એક કંપની કાઢી (૧૬૦૦) તે ઈસ્ટ ઇન્ડીઆ કંપની. ઇલિઝાબેથે તેને હિંદમાં વેપાર કરવાનો ઇજારો આપ્યો અને આવી રીતે તેમને ઉત્સાહ મળ્યો. સર ટોમસ રો એ આવીને જહાંગીર પાસે સુરતમાં પોતાની કોઠી સ્થાપવાની પરવાનગી મેળવી અને ચોર્યાસી વાવટાવાળા બંદર પર પોતાની કોઠીની શરૂઆત થઇ. ધીમે ધીમે તેમણે મદ્રાસ, કાલીકટ, મછલીપટ્ટમ વગેરે બંદરોએ તેમણે પોતાની કોઠીઓ સ્થાપવા માંડી અને વેપાર શરૂ કર્યો. વળી શાહજહાંના વખતમાં બંગાળામાં વેપાર કરવાનો હક્ક મેળવ્યો અને જૂદે જૂદે ઠેકાણે પોતાના રક્ષણ સારૂં કિલ્લા બાંધવા માંડયા. અને તેમનો વાસ હિંદમાં ચાલુ રહ્યો. તેઓએ ધીમે ધીમે પ્રગતિ કરવા માંડી. હવે બીજી બાજુએ ફ્રેંચ લોકો આ બધા વેપારીઓએ મેળવેલી સમૃદ્ધિ જોઇને અકળાયા. તેઓએ પણ વેપાર કરવા માટે નિશ્ચય કર્યો અને હિંદમાં આવ્યા. તેઓએ સુરત, મછલીપટ્ટમ, પોંડીચેરી, ચંદ્રનગર, કેલીકટ, ઢાકા વગેરે જગ્યાએ કોઠીઓ સ્થાપી. વળી દેશી રાજ્યો સાથે સંબંધ પણ વધારે અને વધારે ગાઢ બનાવવા માંડયો. આમ તેમણે પણ વેપારને અર્થે સામ્રાજ્ય સ્થાપવાને કારસ્તાનો કરવા માંડયાં. પણ હજી સુધી હિંદનું ભાવિ નક્કી ન થયું હોવાથી કોને સફળતા મળશે એ નક્કી કરવું અઘરૂં થઇ પડયું.

આમ આખરે ફ્રેંચો અને અંગ્રેજો બંને પ્રજાએ પોતાના વેપાર અર્થે હિંદમાં વસવાટ કર્યો અને સામ્રાજ્ય સ્થાપવાના કોડ પુરા પાડવા દેશી રાજ્યોમાં માથું મારવા માંડયું અને કારસ્તાન કરવા માંડયાં.

**Q. 2 What do you know of the rivalry between the English and the French for power in India upto the recall of Dupleix ? (B. U. 1924)**

આપણે આગળના પ્રશ્નમાં જોયું કે ફ્રેંચ અને અંગ્રેજોએ પોતાની સત્તા સર્વોપરિ બનાવવા જૂદી જૂદી જાતના પ્રયત્નો આદર્યા. તેઓએ

એક બીજાની હરિફાઇ કરવા માંડી. તેઓને એક જ દેશમાં વેપાર કરવો હતો અને તેથી તેઓ વચ્ચે વિગ્રહ અને તકરાર અનિવાર્ય હતાં. વળી તે વખતે દુનિયાભરમાં ફ્રેંચો અને અંગ્રેજો પોતાની સત્તા જમાવવાના હેતુથી એક બીજાની હરિફાઇ કર્યે જતા હતા. આ વિગ્રહના પડઘા હિંદમાં પણ વાગે એની બીલકુલ નવાઇ ન્હોતી. આમ તેમણે ધંધામાં અને રાજકીય બાબતોમાં એક બીજાની હરિફાઇ કરવા માંડી.

**વેપારી હરિફાઇ:—**

વેપાર કરવો એ બંને પ્રજાનું ધ્યેય હતું. વેપાર કરવો અને ધન કમાવું અને એ ધનમાંથી જ સામ્રાજ્ય ઉભું કરવું એવો વિચાર બંને પ્રજાનો હતો. વળી પોતાનો વ્યાપાર વધારવા માટે બીજી કોઇ પણ પ્રજાની પ્રગતિ અટકાવવા એ હેતુથી બંને પ્રજાએ એક બીજાં વિરૂદ્ધનાં રારસ્તાનો રચવા માંડ્યાં, કે જે તેમની વચ્ચેની તકરારનું પ્રથમ પગલું ગણી શકાય. વળી પોતાનો વ્યાપાર વધારવા માટે તેમણે દેશી રાજ્યોની મદદ લેવા માંડી અને પોતાની સત્તાની જમાવટ પણ દેશી રાજ્યોમાં કરવા માંડી. આમ દેશી રાજ્યોમાં પણ બે તડ પડવા માંડ્યાં (૧) અંગ્રેજોની વિરૂદ્ધમાં એટલે ફ્રેંચોને સાથ આપવાવાળા અને (૨) ફ્રેંચોની વિરૂદ્ધમાં એટલે અંગ્રેજોને સાથ આપવાવાળા. આમ બંને પ્રજા પોતાનો વ્યાપારનો ઇરાદો મુકી દઇ છડેચોક દેશી રાજ્યોને લડાવી પોતાની તકરાર વધાર્યે જતી હતી.

**રાજકીય હરિફાઈ:-**

આપણે આગળ જોયું કે તેઓની વ્યાપારી હરિફાઇ રાજકીય હરિફાઇમાં બદલાતી ગઇ. અને તેઓને ચોક્ખું લાગવા માંડ્યું કે રાજકીય હરિફાઇ વિના વ્યાપારી હરિફાઈ અશક્ય છે. અને આમ પોતાની પ્રતિષ્ઠા વધારવા ખાતર રાજકીય હરિફાઇ આદરી. આમ બંનેએ પોતાને માટે પ્રદેશો ભેગા કરવા દેશી રાજ્યો સાથે પોતાની લાગવગ વધારવા માંડી. આમ તેમની વચ્ચે હરિફાઇના કારણે જુદાં જુદાં યુધ્ધો થયાં.

**(૧) પહેલો કર્ણાટક વિગ્રહ (૧૭૪૪-૪૯)** આ યુદ્ધમાં ફ્રેંચોએ સારી પ્રતિષ્ઠા સંપાદન કરી અને અંગ્રેજોએ પોતાની આબરૂ ઘટાડી. પણ એલેશાપેલની સંધી થવાથી બંને પ્રજા પાછી ઠામ પડી અને આ યુદ્ધની અસર દેશી રાજ્યો પર એ પડી કે ફ્રેંચ પ્રજા એ શૂરવીર લડાયક અને હોંશિયાર પ્રજા છે.

**(૨) બીજો કર્ણાટક વિગ્રહઃ-(૧૭૫૧-૫૫)** આ બીજો વિગ્રહ ફાટી નીકળ્યો એનું કારણ એ હતું કે બંને પ્રજાએ પોતાના મનથી સંધિ કરી ન હતી પણ પોતાના રાજાઓની ઇચ્છાથી કરી હતી.

ફ્રેંચો ગયા વિગ્રહથી વધારે જોરમાં આવ્યા હતા અને તેમનું બળ હવે વધારે થયું હતું. તેઓને અંગ્રેજો તરફ ભારે તિરસ્કાર હતો અને તેઓની ઇચ્છા હતી કે અંગ્રેજ પ્રજાને ઉખેડી મૂકવી. પણ આ યુદ્ધ તેમને માટે આકરૂં થઇ પડ્યું. અચાનક રોબર્ટ કલાઇવ જેવો મહાન મુત્સદ્દી અને સેનાનાયક બહાર પડવાથી ફ્રેંચ પ્રજાને ભારે ભોગવવું પડયું. અને જ્યારે કલાઇવે આર્કટ કબજે કર્યું અને મહાન ડુપ્લેની મનોકામના ભાંગી નાંખી ત્યારથી જ ફ્રેંચ સત્તાની પાયમાલીના પડઘા સંભળાવા માંડયા. આ યુદ્ધમાં ફ્રેંચો હાર્યા, અંગ્રેજોએ કલાઇવની મદદથી સારો વિજય મેળવ્યો અને આખરે કલાઇવ વિજેતા બની મહાન બન્યો.

ડૂપ્લે પણ મહત્ત્વાકાંક્ષી હતો છતાં તે આ યુદ્ધથી નાશીપાસ ન્હોતો થયો. તેને હજુ સર્વ આશા હતી. પણ અંગ્રેજ લોકોની ચઢવણીથી તેને ફ્રાંસ પાછો બોલાવી લેવામાં આવ્યો અને તે ત્યાં આખરે કફોડી સ્થિતિએ મરણ પામ્યો. આમ આ યુદ્ધથી અંગ્રેજો સત્તા પર આવ્યા અને ફ્રેંચોના પાયા ઢીલા થયા.

## (૩) કર્ણાટકનો ત્રીજો વિગ્રહઃ—

યુરોપમાં Seven Year's War ફાટી નીકળી. ડૂપ્લેની જગ્યાએ આવેલો લાલી ગુમાવેલી પ્રતિષ્ઠા પાછી મેળવવા તત્પર થયો. તેણે સુંદર રીતે લશ્કરી રચના કરી અને પોતાના સાથી બુસી સાથે

અંગ્રેજોને હરાવવા મેદાન પર આવ્યો. પણ નસીબ ન હોવાને લીધે લાલીએ ગંભીર ભૂલ કરી અને વાંદીવાસની લડાઇમાં સખ્ત હાર ખાધી.

આમ અંગ્રેજો સફળ થયા અને પૈસાના અભાવે તથા પોતાના વેપારધંધાનો નાશ થતાં ફ્રેંચ પ્રજાએ હિંદ છેવટે છોડ્યું અને પોતાના સામ્રાજ્ય સ્થાપવાના મનોરથો આઘા મૂક્યા. આમ અંગ્રેજ પ્રજાએ સર્વાધિપત્ય મેળવ્યું અને ત્યારપછીથી જ ખરો રાજકીય ઇતિહાસ હિંદમાં શરૂ થયો.

Q 3 Describe the great struggle between the English and the French for supremacy in India and explain the success of the former and failure of the latter. (B. U. 1927.)

OR

Give in brief the causes of the downfall of the French in India and the rise of the English?

| અંગ્રેજોની ફત્તેહ | ફ્રેંચોની હાર |
|---|---|
| (૧) તેમણે રાજકીય પ્રશ્ન ને વ્યાપારી પ્રશ્ન જેટલુંજ ધ્યાન આપ્યું. | (૧) તેમણે રાજકીય સત્તા મેળવવા વ્યાપાર તરફ ધ્યાન ન આપ્યું. |
| (૨) નાણાંની સગવડ સારી મળી. (૧) વેપારમાંથી (૨) રાજ્ય તરફથી. | (૨) નાણાંની તંગી પડવા લાગી કારણકે વેપાર તુટી પડ્યો. અને રાજ્યે પૈસા ન મળવાથી બેદરકારી બતાવવા માંડી. |
| (૩) ઇંગ્લંડની સરકાર પોતાના ગવર્નરોનું કામ પસંદ ન આવતાં તેમને બોલાવી લેતી-પજવતી નહિ. | (૩) ફ્રેંચ સરકાર જો કામ પસંદ ન આવે તો તેમના ઘરબાર જમીન વગેરે જપ્ત કરતી અને બહુ પજવતી. |

| | |
|---|---|
| (૪) ઇંગ્લંડે બંને બાજૂ (૧) યુરોપીય રાજ્ય કારણ અને (૨) હિંદ તરફ ધ્યાન આપ્યું. | (૪) ફક્ત યુરોપમાંજ ધ્યાન આપ્યું. |
| (૫) નોકરોનો સારો સાથ હતો. | (૫) માંહોમાંહે લડતા હતા. |
| (૬) દરીઆઇ સત્તા વધી. | (૬) દરિઆઇ સત્તા નાશ પામી. |
| (૭) અંગ્રેજ અમલદારો દૂરંદેશી હતા. | (૭) ફ્રેંચ અમલદારો ટુંકી દ્રષ્ટિવાળા હતા |
| (૮) કંપનીને નફો અર્પણ કરતા. | (૮) પોતાનાં ખીસ્સાં ભરવા તરફ વધારે ધ્યાન આપતા. |
| (૯) લાયકને માન અપાતું હતું e. g. કલાઇવ. | (૯) ડુપ્લેને અણીની વખતે પાછો બોલાવી લેવામાં આવ્યો હતો. આમ તેમને કામની કદર ન હતી. |
| (૧૦) અમલદારો લાયક હતા. | (૧૦) અમલદારો ખરા શૂરવીર અને પોતાના સ્થાન માટે લાયક હતા નહિ |

Q. 4 Write short notes on the lives of the following.
(1) Albuquerque. (2) Vasco de Gama (3) Dupleix. (4) Clive.

Ans. 'Try for your self.'

Q. 5 What were the services rendered by Dupleix?

હિંદમાં ફ્રેંચોના ઇતિહાસમાં રાજનીતિજ્ઞ, રાજકારણમાં હોશિયાર કોઇપણ પ્રસંગે હિંમત હારે નહિ તેવો, વિશાળ બુદ્ધિનો અને કર્તવ્ય પરાયણ જો કોઇ થયો હોય તો તે ડુપ્લેજ હતો. હિંદુસ્તાનમાં રાજ્ય મેળવવાની કલ્પના તેનેજ સૂઝી. ફ્રેંચ લોકોનું રાજ્ય હિંદમાં સ્થાપવાનો

તેણે પોતાની જુવાની, ધન. અને જિંદગી ખર્ચી. રાજ્ય સ્થાપનાના કામમાં ફ્રેંચ સરકારે જો તેને મદદ કરી હોત તો તે જરૂર પોતાનો હેતુ પાર પાડતે. ફ્રેંચ સરકારની મદદ વગર પહેલા કર્ણાટક વિગ્રહ પછી તેણે ફ્રેંચોનું જે વજન વધાર્યું તેમાં તેની બાહોશી જણાઇ આવે છે બીજા વિગ્રહમાં પણ તેણે અંગ્રેજોને તોબા પોકરાવી પણ નશીબ ફર્યું. તેનો હેતુ પાર પડયો નહિ અને તેથી તેને કલંક આપવું યોગ્ય નથી. તેને આવેલી અડચણો દુર કરવા તૈયાર કરેલી જુજ સામગ્રી ધ્યાનમાં લેતાં તે પ્રસંશાને પાત્ર છે. દેશી લશ્કરનું અવ્યવસ્થિતપણું જોઇને તેને એમ લાગતું કે જો આ લોકોને સારી તાલીમ આપીએ તો તેઓ સારા સૈનિકો નીવડશે અને તેમની મદદ વડેજ તેઓ ફ્રેંચ રાજ્ય સ્થાપી શકશે. આમ તેની યોગ્યતા અંગ્રેજ ગર્વનરો કરતાં પણ વધારે હતી એમ કહેવામાં કાંઇજ ખોટું નથી. પણ તેને ફ્રેંચ સરકારે કોઇપણ જાતની સહાય ન કરી અને ઉલ્ટો પાછો બોલાવી લીધો.

Q. 6 Describe the rise of the English power in Bengal upto 1767. ( B. U. 1930 )

અંગ્રેજોએ બંગાળમાં પોતાની સત્તાની જમાવટ કરી તેના મુખ્યત્વે ત્રણ વિભાગ પાડી શકાય છે.

૧૬૨૫ માં શાહજહાંએ અંગ્રેજોને થાણું નાખવાની છુટ આપી. ૧૬૮૬ માં શાઇસ્તખાંને તેમને નસાડી મુકવા પ્રયત્ન કર્યા પણ ઔરંગઝેબે તેમને ત્યાં રહેવાની રજા આપી. ૧૬૯૬ માં Fort William બંધાયો અને થોડાંક ગામો પણ વેચાતાં લીધાં અને આમ તેઓએ બંગાળમાં પોતાની સત્તા વધારવાનો પ્રારંભ કર્યો

વળી ૧૭૧૬ માં ફરૂખશિયર બાદશાહ પાસેથી તેમણે જકાતની માફી મેળવી. અંગ્રેજ વેપારીઓ આ મળેલી સગવડતાનો દુરૂપયોગ કરવા લાગ્યા અને પોતાનો ખાનગી વેપાર કરવા લાગ્યા. આથી

બંગાળના સૂબેદાર અને કંપની વચ્ચે ઝઘડો વધ્યો. ૧૭૫૬ માં સિરાજુદ્દૌલા બંગાળનો સૂબેદાર થયો. પણ આ વખતે સ્વરક્ષણને માટે અંગ્રેજોએ કોઠીઓની આસપાસ કોટ બાંધવાનું શરૂ કર્યું. પણ તેણે તે સમારકામ તોડી પાડવા હુકમ કર્યો. પણ કંપનીએ દરકાર ન કરી અને તે કામ ચાલુ રાખ્યું. તેથી સિરાજુદ્દૌલા ગુસ્સે થયો અને કલકત્તા પર ચઢી આવ્યો. કાસીમબજારની કોઠી લૂંટી અને તેથી અંગ્રેજો પલાયન થઇ ગયા, પણ ક્લાઇવ અને વૉટસન જેવા બહાદૂર સેનાનાયકોની મદદથી તેમણે કલકત્તા ફરી કબજે કર્યું. પણ સંજોગોને વશ થઇ સિરાજે અંગ્રેજો જોડે સલાહ કરી અને કિલ્લા બાંધવાની પરવાનગી આપી તેમણે ફ્રેંચોનું ચંદ્રનગર પણ કબજે કર્યું. વળી નવાબે ફ્રેંચો સાથે પત્રવ્યવહાર ચલાવ્યો આથી ક્લાઇવે સેનાપતિ મિરજાફરને પોતાની સાથમાં લઇ નવાબને પદભ્રષ્ટ કરવાની યુક્તિ રચી. પ્લાસીની લડાઇમાં અંગ્રેજો જીત્યા. મીરજાફર નવાબ થયો અને અંગ્રેજોને અઢળક ધન અને પુષ્કળ પ્રદેશો મળ્યા. મીરજાફર નામનો નવાબ બની બધી સત્તા ખરી રીતે અંગ્રેજોના હાથમાં આવી. આ અરસામાં ક્લાઇવ વિલાયત ગયો અને બંગાળામાં મીરજાફરની જગ્યાએ મીરકાસીમ અંગ્રેજોની મદદથી નવાબ બન્યો. તેણે અંગ્રેજોને ૫૦ લાખ રૂપીઆ તથા બર્દવાન, મીદનાપુર અને ચીતાગોંગ જિલ્લાનું ઉત્પન્ન આપવાનું કરાવ્યું.

ટુંક સમયમાં તેમને લાગ્યું કે મીરકાસીમ ઘણો મહત્તાકાંક્ષી છે અને બહુજ ખટપટી છે. તેણે રાજ્યમાં અવ્યવસ્થા દૂર કરી ઘણા સુધારા કર્યા. તેણે કવાયતી લશ્કર તૈયાર કર્યું અને અંગ્રેજોની સત્તા નાબુદ કરવા સપથ લીધા. તેણે તકરારનું બીજ વધારવા જકાત સર્વેને માટે માફ કરી. આથી વિગ્રહ શરૂ થયો. મીરકાસીમે શાહ આલમની મદદ લીધી. બકસર પાસે લડાઇ થઇ. આજ અરસામાં તેણે પોતાની રાજ્યગાદી મુર્શીદાબાદથી મોંઘીર બદલી અને બકસરના

લડાઇમાં અંગ્રેજો જીત્યા. શાહઆલમ પકડાયો. ૧૭૬૩ માં પટણામાં ૧૪૮ અંગ્રેજોની કતલ થઇ અને મીરકાસીમ નાશી ગયો.

૧૭૬૫ માં કલાઇવ હિંદમાં આવ્યો. લડાઇ પૂરી થઇ કે તરતજ અલ્હાબાદના કોલકરાર કર્યા. આથી શાહઆલમ બીજાએ અંગ્રેજોને બિહાર, બંગાળા, અને ઓરીસ્સાની દીવાની આપી. અને બાદશાહને વર્ષના ૨૬ લાખ રૂપીઆ, અને અલ્હાબાદ તથા કુરા જિલ્લા મળ્યા. આથી અંગ્રેજોની રાજકીય સત્તાનો સ્વીકાર થયો. બંગાળાની સર્વ સત્તા અંગ્રેજોના હાથમાં આવી. નવાબ ફક્ત નામનો જ રહ્યો.

Q. 7 What do you think about Clive as a soldier & an administrator? Give reasons for your estimate. ( B. U. 1929 ).

કલાઇવનો જન્મ ૧૭૨૫ માં થયો હતો. તે નાનપણમાં ઘણો જ તોફાની હતો. તેનામાં સેનાપતિ થવાના ગુણો નાનપણથી જ ડોકિઆં કરતા હતા. તે નાના છોકરાઓની ટોળીઓ ભેગી કરી દુકાનો લૂટતો અને આમ લોકોને તોબા પોકરાવતો. આથી કંટાળી જઇ કલાઇવના વડિલોએ તેને દૂર કરવા ઇસ્ટ ઇન્ડીઆ કંપનીમાં મહેતાગીરી અપાવી. પણ તેનાથી કંટાળી જતાં તે સૈનિક થયો.

### સૈનિક તરીકે:—

કર્ણાટકના બીજા યુદ્ધ સુધી તો કલાઇવ કોણ હતો એ કોઇ જાણતું જ ન હતું. પણ જ્યારે બધા હિંમત હારી ગયા ત્યારે કલાઇવ આગળ આવ્યો અને પોતાની બાહોશીથી આર્કટ કબજે કર્યું અને ઝળકી ઉઠ્યો. ત્યારપછી જ તેની કારકીર્દી શરૂ થાય છે

ત્રીચિનાપોલીના ઘેરામાંથી મહમદઅલીને છોડાવવાનો અને ચાંદા સાહેબને હંફાવવાનો યુક્તિ ભર્યો ઉપાય શોધી કાઢનાર પણ તેજ હતો.

કલકત્તાના કારાગૃહના બનાવ પછી કલાઇવ બંગાળા તરફ રવાના થયો અને સિરાજુદ્દૌલાને હરાવ્યો. વળી બીજીવાર નવાબને પ્લાસીમાં

હરાવ્યો,. મીરજાફરને નવાબ બનાવ્યો. પટણામાંથી મોગલોને નસાડયા. ચિન્સુરામાં ડચનો પરાજય કર્યો. પૂર્ણિઆના રાજાને પણ હરાવ્યો અને આવી રીતે ઉપરા ઉપરી જીતો મેળવી તેણે હિંદમાં (બંગાળામાં) અંગ્રેજી સત્તાનો પાયો મજબુત કર્યો.

તેણે રાજ્યકર્તા તરીકે કાંઇ બહુ કર્યું નથી. કારણ કે એક તો અંગ્રેજી સત્તાના પાયો નાંખવાની શરૂઆત કરનાર તેજ હતો. અને તેની ઇચ્છા જેમ બને તેમ સત્તા વધારવાની હતી. આથી તેણે તો પોતાની સૈનિકવૃત્તિ કાયમ રાખી જેમ બને તેમ પ્રદેશો ભેગા કરવા માંડયા. પણ આગળ જતાં તેણે બહુ જ સત્તા ભેગી કરી અને પોતાનું આધિપત્ય બંગાળામાં ફેલાવ્યું. અને અયોધ્યાના નવાબ જેવાને પણ તેણે તાબે કર્યો. છતાં તેણે ઘણા સુધારા કર્યા છે.

(૧) કંપનીના નોકરોને લાંચ કે ભેટ લેવાની પ્રથા બંધ કરી.

(૨) કંપનીના નોકરો જેઓ ખાનગી વ્યાપાર કરતા હતા તેમને બંધ પાડયા. અને તેમનો પગાર વધાર્યો.

(૩) બમણાં ભથ્થાની પ્રથા બંધ કરી. આનો વિરોધ તે સારી રીતે સમાવી શકયો.

(૪) તેણે બંગાળામાં દ્વિરાજક પદ્ધતિ દાખલ કરી. આમ કલાઈવ વ્યકિત તરીકે ગમે તેવો સ્વાર્થી અને લુચ્ચો હતો પણ તે અંગ્રેજ રાજ્યને તો આશીર્વાદરૂપ હતો.

Q 8 What were the defects in 'Dual Policy?'

દ્વિરાજક પદ્ધતિનો ખરો અર્થ એ થાય છે કે બીન જવાબદાર રાજતંત્ર. અંગ્રેજ લોકો તે પ્રદેશ પર પોતાના લશ્કર બાબતનું ધ્યાન આપતા અને નવાબ પાસે તે બદલ પૈસા લેતા. પણ અંગ્રેજોને વધારે પૈસા મળે એ હેતુથી નવાબ લોકો પર જૂલ્મ ગુજારતો અને આથી લોકોને વધારે કર ભરવો પડતો અને ત્રાસ ભોગવવો પડતો.

વળી આથી પ્રજા પર નવાબ અને અંગ્રેજો બંને જૂલમ ગુજારતા. આથી આ પદ્ધતિ ઇચ્છવા જોગ ન્હોતી. આ પદ્ધતિએ બંગાળમાં ઘણો ઉશ્કેરાટ ફેલાવ્યો હતો. પ્રજા નવાબ અને અંગ્રેજો બંનેથી કંટાળી ગઈ. અને તેમની સ્થિતિ દિન પર દિન બગડતી ગઇ. પાક તથા આવક ગમે તેવી હોય છતાં નવાબનાં માણસોને, નવાબને અને અંગ્રેજોને ખુશ કરવા પૈસા તો આપવાજ પડતા. આમ બિચારા ખેડુતોનું જીવન તો ઘણું જ બગડતું ગયું. તેઓ પોતાને ખાવા પુરતું પણ મેળવી શકતા નહિ અને ભારે કરના બોજા નીચે દબાઈ જતા આમ આ પદ્ધતિએ બંગાળમાં નવું પ્રકરણ ખોલ્યું.

Q. 9 Write short notes on :-(1) The Massacre of Black Hole (2) Struggle with 'Amichand'

Ans :-'Try for your self.'

Q. 10 What were the difficulties experienced by Warren Hastings as a Governor? How did he try to meet them? (B. U. 1925)

ઇ. સ. ૧૭૬૭ માં કલાઇવ હિંદનો કિનારો છોડી ગયો. અને ૧૭૭૨ માં વોરન હેસ્ટીંગ ગર્વનર જનરલ નીમાયો. પણ એ વખત દરમ્યાન બે નબળા ગર્વનરો આવી ગયા અને રાજ્યમાં અંધાધુંધી ચાલવા માંડી. કંપનીના નોકરો નિરંકુશ થઇ ગયા. બંગાળામાં પુરૂં અંધેર ચાલ્યું અને અવ્યવસ્થા બમણા જોરથી વધવા માંડી. અમલદારોએ ખાનગી વેપાર, દેશી રાજાઓ, જમીનદારો અને વેપારીઓ પાસેથી લાંચ રૂશ્વત લઇ પૈસા ભેગા કરવા માંડ્યા. વળી ૧૭૭૦ માં બંગાળમાં લોકોની ખરાબ દશા થઇ અને દુકાળ પડ્યો. અને પ્રજાનો લગભગ ત્રીજો ભાગ નાશ પામ્યો વળી રાજતંત્ર દ્વિરાજક પદ્ધતિને લીધે એટલું કમજોર હતું કે સંકટ વખતે સહાય કરવાને તદ્દન અશકિતમાન થયું.

બંગાળામાં પોતાની સત્તાની જમાવટ થયા પછી કંપની સરકારે પોતાનો બધોજ સમય પ્રદેશો ભેગા કરવામાં ગાળ્યો અને તે પ્રદેશોમાં કોઇ પણ જાતની વ્યવસ્થા થતી ન હતી. તેઓનું ધ્યેય પ્રદેશો વધાર્યે જવાનું હતું. આમ તેઓએ ઘણો પ્રદેશ ભેગો કર્યો હતો. પણ આ બધી જવાબદારીને પરિપૂર્ણ રીતે ઉઠાવી શકે એટલી સત્તા કે એટલાં સાધનો કંપની પાસે ન હતાં. તેઓ વેપારી હોઇ રાજ્યવહિવટ ચલાવવામાં કાબેલ ન હતા. તેઓ પોતાની જોખમદારી વહોરી ન શકતાં અને રાજ્ય પ્રથામાં કોઇ નવીન સુધારા કરી ન શકતા. આમ હિંદમાં તેઓની સ્થિતિ ઘણી ખરાબ થઇ ગઇ હતી. આ વખતે કંપની કોઇ સારા અને કાબેલ ગવર્નરની શોધમાં હતી, કે જે આ બધી અવ્યવસ્થા દૂર કરી શકે અને પોતાની સેવા કંપનીને અર્પણ કરે. આવો સમર્થ રાજ્યતંત્રી અને તનતોડ મહેનત કરી કંપનીને બચાવી શકે એવો કોઇપણ માણસ કંપનીને જડયો નહિ પણ આખરે વોરન હેસ્ટીંગ્સ મળ્યો કે જેણે તે કામ પાર પાડવા પુરો યત્ન કર્યો.

## વોરન હેસ્ટીંગ્સના સુધારા:—

**(૧) દ્વિરાજક પદ્ધતિ:**—આપણે જોયું કે દ્વિરાજક પદ્ધતિથી અસંતોષ થયો હતો. આ પદ્ધતિ તેને ભૂલભરેલી લાગતી હતી. અને બે રાજાઓને લીધે લોકોને ન્યાય મળી શકતો નહિ. માટે તેણે આ દ્વિરાજક પદ્ધતિને એકે ઝપાટે ઉડાવી નાખી અને રાજ્યતંત્રમાં સુધારો કરી પ્રજાને ઉગારી.

**(૨) મહેસુલ:**—તેણે મહેસુલની પદ્ધતિમાં પણ સુધારો કર્યો. જે લોકો મહેસુલ ઉઘરાવતા હતા તેઓ જબરજસ્તી કરતા હતા અને કંપનીનાં નામને કલંક લગાડતા હતા. તેણે પ્રાંતોના વિભાગો પાડી દઇ તે પર જુદા જુદા કલેકટરો નીમ્યા. અને તેમના પર ઉપરી નીમ્યો. વળી જમીનનું દર વર્ષે જે લીલામ થતું હતું તે બંધ કર્યું કારણ કે જમીનનો કબજો પોતાના હાથમાં એકજ વર્ષનો હોવાથી ખેડુતો તે પર પુરતું ધ્યાન આપતા નહિ અને તેણે પાંચ વર્ષને પટે આપવા માંડયું.

**(૩) Judicial:**–કલકત્તા અને અન્ય સ્થળોએ તેણે દિવાની અને ફોજદારી કચેરીઓ સ્થાપી. વળી કલકત્તામાં અપીલ માટે કોર્ટ સ્થાપી. અને જજને કેસના પૈસા સિવાય કોઇ પણ જાતના પૈસા લેવાની મના કરી.

હિંદમાં ચાલતા કાયદાનું અંગ્રેજીમાં ભાષાંતર કરાવ્યું. નવાબને અપાતા વર્ષાસનમાં ઘટાડો કર્યો અને કંપનીની આર્થિક સ્થિતિ સુધારવા પ્રયત્ન કર્યા. આ બધા સુધારા તેણે ફક્ત બે વર્ષમાંજ કર્યા આમ તેણે પોતાની શરૂઆતની મુસ્કેલીઓ કેટલી સુંદર અને સહેલાઇથી દૂર કરી એ આપણે કલ્પી શકીએ છીએ.

વળી તેણે કંપનીની આર્થિક સ્થિતિ જોઇ ત્યારે તેણે તે સુધારવા પ્રયાસ કર્યા. તેણે ખંડણીઓ બંધ કરી, વર્ષાસન ઘટાડયાં, રોહિલાઓ પાસેથી દંડ પડાવ્યો આ બધી રીતે તેણે આ સ્થિતિ સુધારી. પણ તે લોકોના વિરોધથી ગભરાયો નહિ અને હિંમત રાખી પોતાનું કાર્ય આગળ ધપાવ્યોજ ગયો.

## Q 11 Write a short note on the Regulating Act with special reference to its defects.

જ્યારથી કંપનીએ રાજ્ય વધારવા માંડ્યું ત્યારથી અંગ્રેજ સરકારનું ધ્યાન હિંદની રાજ્ય વ્યવસ્થા તરફ ખેંચાવા માંડ્યું. વળી એમ ઠરાવવામાં આવ્યું કે કંપનીએ દર વર્ષે ૪૦ લાખ રૂપીઆ સરકારને આપવા. પણ રાજ્ય મળ્યાના આનંદથી કંપની પોતાનો વેપાર વીસરવા લાગી અને કંપનીના નોકરો પોતાનો ખાનગી ધંધો કર્યે જઇ કંપનીની પરવા ન કરતા અને પુષ્કળ પૈસા ભેગા કરી વિલાયત ઉપડી જતા. આમ કંપની એક વેપારી સંસ્થા મટીને રાજ્યતંત્ર ચલાવનારી સંસ્થા બની. તેના હાથ નીચે હજારો અને લાખો માણસોના સંરક્ષણની જવાબદારી આવી પડી. વળી ૧૭૭૦ ની આસપાસ કંપનીની સ્થિતિનો વિચાર આપણે આગલા સવાલમાં કર્યો છે.

વોરન હેસ્ટીંગ્સ આ બધી ખરાબ સ્થિતિ દૂર કરવા લાગ્યો પણ બે વર્ષ થયાં ન થયાં ત્યાં તો તેને બીજી બધી મુસ્કેલીઓ આવી પડી. યુધ્ધા જાગ્યાં અને કંપનીના નોકરો મોજીલા બની ગયા હોવાથી કાંઇ પણ ખાસ કામના રહ્યા ન હતા. આમ કંપની ૪૦ લાખ રૂપીઆ તેની સરકારને આપી શકી નહી અને તેથી તેણે સરકાર પાસે કરજની માંગણી કરી. પ્રધાન લોર્ડ નોર્થે કંપનીના કારભારને વ્યવસ્થિત કરનારો અને કંપનીને બંધનકારક એવો Regulating Act પસાર કરાવ્યો. તેની મુખ્ય કલમો નીચે મુજબ છે.

( ૧ ) પાર્લામેન્ટે કંપનીને એક કરોડ રૂપીઆ ઉછીના આપવા. ( ૨ ) બંગાળનો ગવર્નર ગવર્નર જનરલ બન્યો અને આખી કંપનીનો સૌથી મોટા હોદ્દેદાર તે થયો. તેણે બીજા ગવર્નરો પર દેખરેખ રાખવી એમ ઠર્યું. ( ૩ ) ગવર્નર જનરલને મદદ કરવા ચાર સભાસદોનું એક મંડળ બનાવવામાં આવ્યું અને તે મંડળની બહુમતી પ્રમાણે ગવર્નર જનરલે વર્તવું એવું નક્કી થયું. ( ૪ ) કલકત્તામાં એક વડી અદાલત સ્થાપવામાં આવી અને તેનો ન્યાયાધિશ ઇંગ્લંડથી આવતો. ( ૫ ) ઇંગ્લંડના પ્રધાન મંડળને કંપનીના કારભારની વિગત કંપનીએ વખતસર આપવી. આમ કંપની પાર્લામેન્ટના બંધન નીચે આવી.

## રેગ્યુલેટિંગ એક્ટની અપૂર્ણતાઃ—

રેગ્યુલેટિંગ એક્ટની ખાસ અપૂર્ણતા તો એ હતી કે ગવર્નર જનરલને મદદ કરવાને ચાર માણસની કમિટિ નીમવામાં આવી હતી. અને ગવર્નર જનરલને એ કમિટિની બહુમતીને માન આપવું પડતું હતું. આથી ખરી સત્તા ગવર્નર જનરલની મટીને આ કમીટીની થઇ હતી. પણ આ કમીટીમાં ત્રણ તેના દુસ્મન હતા અને એક જ તેનો મિત્ર હોઇ દરેક કામમાં આ સભ્યો આડે આવતા અને વોરન હેસ્ટિંગ્સને પજવતા. આમ હેસ્ટિંગ્સ પોતાનું ધાર્યું કશું કરી શકતો નહિ અને પોતાનું નશીબ અજમાવવાને તેને પ્રસંગ પણ મળતો નહિ.

આને લીધે હેસ્ટીંગ્સ અને નંદકુમાર વચ્ચે તકરાર જામી અને પરિણામે નંદકુમારને ફાંસી મળી. પણ પાછળથી હેસ્ટિંગ્સનો એક શત્રુ નાશ પામ્યો અને તેની જગ્યાએ એક મિત્ર આવવાથી તેનું કામ સરળ થયું. આમ આ કાયદાથી હેસ્ટિંગ્સ અને બીજા ગવર્નર જનરલોને ઘણું જ વેઠવું પડયું હતું.

Q. 12 Describe briefly the struggle with Haider the Sultan of Mysore.

૧૭૬૧ માં ત્યાંનો રાજા બાળક હોવાથી તેનો દિવાન મ્હૈસુરનું રાજ્ય ચલાવતો હતો. આ વખતે હૈદર એક સાધારણ સિપાઇ હતો. આગળ જતાં તે પોતાની બાહોશીથી લશ્કરનો સેનાનાયક બન્યો અને લશ્કરનો તમામ કાબુ હૈદરના હાથમાં આવ્યો. તેણે દિવાનને મારી નાંખ્યો, બાળા રાજાને કેદ કર્યો અને પોતે રાજા થઇ બેઠો. અને આમ તેણે પોતાનું રાજ્ય સ્થાપ્યું.

પહેલો મ્હૈસુર વિગ્રહ:—

હૈદર અને મરાઠાઓ વચ્ચે યુદ્ધ થયું. એમાં હૈદર હાર્યો, અને માધવરાવ પેશ્વાની જીત થઇ.

હૈદરે ૨૦ લાખ રૂપીઆ રોકડા અને દર સાલ ૩૨ લાખની ખંડણી ભરવાનું વચન આપ્યું. આમ પોતાને મરાઠાઓનો સાથ મળવાથી હૈદર અંગ્રેજો સામે ગયો. શરૂઆતમાં તો તે હાર્યો પણ પાછો ૧૭૬૯ માં મદ્રાસ આગળ જીત્યો અને મદ્રાસ મુકામે હૈદર અને અંગ્રેજો વચ્ચે અરસપરસ સહાય કરવાનું વચન મેળવ્યું. પણ ત્રણ વર્ષ રહીને હૈદર મરાઠાઓ જોડે લડયો. અંગ્રેજો મરાઠાઓના મિત્ર હોઇ હૈદરને મદદ ન કરી શકયા. આથી હૈદરને અંગ્રેજો પરથી વિશ્વાસ ઉઠી ગયો.

## ૨ જો મ્હેસુર વિગ્રહઃ—

આ વખતે હેસ્ટીંગ્સે ફ્રેંચોના બંદરો સર કર્યાં પણ તે હૈદરની માલિકિના હોવાથી હૈદર ચીઢવાયો. તેણે એક લાખ માણસનું લસ્કર લઇ અંગ્રેજો પર ધસારો કર્યો. શરૂઆતમાં તેણે ઠીક ઠીક વિજય મેળવ્યો, પણ આખરે બે ત્રણ યુદ્ધો પછી સર આયર કૂટના હાથે તે હાર્યો તેનાં ૧૦૦૦૦ માણસો માર્યાં ગયાં. અને આમ તેણે ઉપરા-ઉપરી બેત્રણ હારો ખાધી. પણ આયર કુટ તેની પાછળ પડયો અને આર્ની મુકામે તેને સખ્ત હરાવ્યો. (૧૭૮૨) આમ તેની વૃદ્ધાવસ્થાને જબરો ધસારો પહોંચ્યો અને એજ સાલમાં હૈદર ૬૦ વર્ષની વયે મરણ પામ્યો. પણ એના પુત્ર ટીપુએ એ લડાઇ ચલાવી અને ૧૭૮૪ માં સંધિ કરી અને એક બીજાના કેદીઓ તથા પ્રદેશો પાછા સોંપી દેવાનું નક્કી કર્યું.

Q. 13 Draw a short sketch of the life of Haider.

હૈદરનો જન્મ ૧૭૨૨ માં થયો હતો. તે અભણ હતો છતાં હોંશિઆર અને શૂરવીર હોઇ લૂંટારો હતો. તે પોતાની ટોળીના માણસને પગાર આપતો નહિ પણ લૂંટમાંથી ભાગ આપતો હતો. તેનું જોર અટકાવવા મ્હેસુરના રાજાએ તેને નોકરી આપી. (૧૭૪૯) તે વખતે તે ૨૭ વર્ષનો હતો. તેને યુદ્ધનો બહુજ શોખ હતો. શત્રુને દાબથી–ભેદથી કેમ વશ કરવો એ કળા તેને બહુજ સારી રીતે આવડતી હતી. નબળાને તે દંડ કરી તાબે કરતો. તેણે પોતાની સત્તા આખા દક્ષિણમાં ફેલાવી. સેનાપતિને લાયક ગુણો તેનામાં બાળપણથીજ હતા. અંગ્રેજો સાથે તે ન ફાવ્યો કારણ કે તેને અંગ્રેજોની દરિઆઈ સત્તા આડે આવી હતી. રાજ્યના કામકાજમાં હંમેશા તે ગુંથાયેલો જ રહેતો. તે ઉદ્યમી હતો. દરેક ખાતા પર તે પોતાની જાત દેખરેખ રાખતો હતો. આમ તેનામાં કામ બજાવવાની ઝડપ અને નિયમિતતા ઘણી સારી હતી

Q. 14 What were the principal charges on which Warren Hastings was impeached ? What was his defence ? ( B. U. 1928 )

આપણે વોરન હેસ્ટીંગ્સના અમલ દરમ્યાન જોયું કે તેને જંપીને બેસવાનો વખત બીલકુલ આવ્યો ન હતો તેને હૈદર તથા મરાઠાઓ સાથે વારે ઘડીએ લડવું પડયું હતું. વળી શરૂઆતમાંજ કંપનીની સ્થિતિ ખરાબ હતી માટે આવા કટોકટીના મામલામાં શું કરવું એ એક મોટો પ્રશ્ન હતો. તેને નાણાંની બહુજ જરૂર હતી. માટે તેણે ગમે તેવા ઉપાયો યોજી નાણાં મેળવ્યાં અને દાદાગીરીથી પૈસા ભેગા કર્યા.

હેસ્ટીંગ્સ જ્યારે ઈંગ્લંડ ગયો કે તરતજ તેના પર આરોપોનો વરસાદ તૂટી પડયો. તેણે રોહિલાયુદ્ધ, નંદકુમાર, ચેતસીંગ અને અયોધ્યાની બેગમો વગેરે પ્રસંગોએ આદરેલાં વર્તન માટે તેના પર અમીર મંડળમાં કામ ચાલ્યું. પણ આખરે તે ગુન્હેગાર હોવા છતાં તેણે અંગ્રેજી રાજ્યના લાભાર્થે બીન સ્વાર્થી રહી કામ કર્યું છે અને અંગ્રેજોએ તેણે કરેલાં કામની કદર કરવી જોઇએ એમ નક્કી કરી તેને નિર્દોષ ઠરાવી છોડી મુકયો.

## (૧) રોહિલાઓ સાથે લડાઇ:—

આપણે જોઇએ છીએ કે આ વખતે સિંધિયા એક મહત્વાકાંક્ષી માણસ હતો. તેનો વિચાર મરાઠી રાજ્યને ચોમેર ફેલાવવાનો હતો. આથી રોહિલાઓને બીક લાગતી હતી કે સિંધીઆ રોહિલખંડ પર ચઢી આવે. આથી તેઓએ નવાબ સાથે સંધી કરી અને નવાબે મરાઠાઓ વિરૂદ્ધ તેઓને મદદ કરવી અને તે બદલ નવાબને ૪૦ લાખ રૂપીઆ આપવા. પણ નારાયણરાવ પાંચમો પેશ્વા મરણ પામ્યો અને મરાઠાઓનો ભય ટળી ગયો. એટલે રોહિલાઓએ રૂપીઆ આપવા ના પાડી. આથી નવાબ ચીઢાયો અને હેસ્ટીંગ્સ પાસે મદદ માગી. હેસ્ટીંગ્સને પૈસાની જરૂર હોવાથી મદદ કરી અને નવાબે રોહિલાઓને હરાવી નસાડી મુકયા અને રોહિલખંડ કબજે કર્યો. તેણે

અંગ્રેજ સરકારને ૪૦ લાખ રૂપીઆ અને ચુનારગઢનો કિલ્લો આપ્યાં. નવાબે તે ખંડ ઉજ્જડ કર્યો અને રોહિલાઓ ઉપર જુલ્મ ગુજાર્યો. અંગ્રેજોને રોહિલાઓ સાથે દુશ્મનાવટ ન હોવા છતાં માત્ર પૈસાને ખાતર આવું યુદ્ધ કર્યું એ અકારણ, અયોગ્ય અને બેહુદું હતું એવો આરોપ તેના પર મુકવામાં આવ્યો. પણ હેસ્ટીંગ્સે જણાવ્યું કે રોહિલાઓ ઉપર જૂલ્મમાં પોતાની સંમતિ ન હતી. પણ રોહિલાઓને નરમ પાડવા અને તેઓ અંગ્રેજો વિરૂદ્ધ ખટપટ ન કરે એટલા માટે તથા મરાઠાઓની સત્તા અટકાવવા રોહિલખંડ જીતવો એ રાજકીય દ્રષ્ટિએ ઘણું અગત્યનું હતું. આથી રોહિલાઓને હરાવ્યા સિવાય છુટકોજ ન હતો.

## ( ૨ ) ચેતસિંગ પ્રકરણ:—

બનારસના રાજા ચેતસિંગ ભારે ખંડણી ભરતો. પણ નાણાંની તંગીને લીધે હેસ્ટીંગ્સે પાંચ લાખ રૂપીઆ વધારે માગ્યા. તેણે કંપનીને ભીડના પ્રસંગે મદદ કરવા કબુલ્યું હતું છતાં તેણે ચોકખી ના પાડી કારણકે ચેતસિંગ એ માગણીને પહોંચી શકે એમ હતું નહિ. પણ પાછળથી તેણે તે કબુલ કર્યું છતાં હેસ્ટીંગ્સે ચેતસિંગને નસાડી મુકી તેના ભાણેજને ગાદીએ બેસાડ્યો અને પુષ્કળ પૈસા પડાવ્યા. આ પ્રકરણમાં હેસ્ટીંગ્સના નીચ બુદ્ધિ અને અન્યાયી વર્તન તથા કેવલ જૂલ્મથી પૈસા કઢાવ્યા તે આરોપ હતો. આ આખો બનાવ બીન કાયદેસર હતો. પણ તેણે પોતાનો બચાવ એમ કર્યો કે દરેક ખંડીઆ રાજાએ પોતાની સર્વોપરિ સત્તાને સંકટના પ્રસંગે મદદ કરવીજ જોઇએ અને તેણે મદદ કરવા ના પાડી માટે તેને આ કૃત્ય કરવું પડ્યું.

( ૩ ) આટલા આટલા પૈસા મેળવ્યા છતાં જ્યારે હેસ્ટીંગ્સ ધરાયો નહિ ત્યારે તેણે નવો ઝગડો ઉભો કરી અયોધ્યાની બેગમો પાસેથી પૈસા પડાવ્યા.

હેસ્ટીંગ્સે અયોધ્યાના નવાબને પોતાનું ચઢેલું દેવું ભરી દેવા હુકમ કર્યો. પણ નવાબ પાસે તીજોરીમાં પૈસો ન હતો. રાજ્યનું ધન તેની મા અને દાદી જે અયોધ્યાની બેગમો કહેવાતી હતી તેઓના

હાથમાં હતું. હેસ્ટીંગ્સે બેગમોને લખ્યું અને લશ્કર મોકલી બેગમોના માણસોને કેદ કર્યા. બેગમોને ગભરાવી એમની પાસેથી લગભગ કરોડ રૂપીઆ પડાવ્યા હેસ્ટીંગ્સે કહ્યું કે એ રૂપીઆ રાજ્યના છે બેગમોના નહિ. આ બાબતમાં હેસ્ટીંગ્સે એ બચાવ કર્યો કે નવાબે રાજ્યની મિલકત પોતાની મા તથા દાદી પાસે છે એમ કહ્યું માટે તે મિલકત તરીકે પડાવવામાં આવી છે. વળી અયોધ્યાની બેગમોએ ચેતસિંગને મદદ કરી હતી આમ તેઓ અંગ્રેજી રાજ્યને ભય સમાન હતી. વિશેષમાં પૈસાની ઘણી ભીડ હતી તેથી કાઉન્સીલનાં નિર્ણય વિરુદ્ધ પોતાને વર્તવું પડ્યું હતું.

(૪) આપણે ગવર્નર જનરલને રેગ્યુલેટીંગ એક્ટ પ્રમાણે એક મદદનીશ મંડળ મળ્યું એ જોયું. આ સભા સાથે હેસ્ટીંગ્સને વારંવાર ઝઘડો થતો. રાજા નંદકુમાર એક બંગાળી બ્રાહ્મણ હતો અને તે એક બાહોશ અને લાગવગવાળો ગૃહસ્થ હતો. તેણે મીરજાફરની સ્ત્રી પાસેથી લાંચ લેવાનો હેસ્ટિંગ્સ પર આરોપ મૂક્યો. કાઉન્સીલના બીજા સભાસદોએ તે પૈસા સરકારી ખજાનામાં ભરવાનો હુકમ કર્યો. પણ આજ વખતે નંદકુમાર પર ખોટો દસ્તાવેજ કરવાનો આરોપ મુકવામાં આવ્યો અને અંગ્રેજી કાયદા પ્રમાણે તેને ફાંસી આપવામાં આવી અપરાધ છુપાવવા હેસ્ટિંગ્સે નંદકુમારને ખોટી રીતે ફાંસી આપી એ બીજો એક આરોપ હતો. પણ તેણે બચાવ કર્યો કે તેને થએલી શિક્ષા ન્યાયી અને નિષ્પક્ષપાતી હતી. અને પોતાના બચાવ ખાતર તેને શિક્ષા કરવામાં આવી નથી.

પણ આખરે અમીર મંડળે તેને નિર્દોષ ઠરાવી છોડી મુક્યો. તેણે કંપનીને નવું જોમ આપ્યું હતું. તેણે અનેક ભુલો કરી છતાં તે એક મહાન નર થઇ ગયો. એણે કંપનીની સેવા ખરાં તન–મનથી કરી હતી. બર્ક, ફ્રાન્સીસ, શેરિડન જેવા પ્રખર વક્તાઓએ ઉપરના આરોપો પર છટાદાર ભાષણો કર્યાં અને એક ક્ષણ હેસ્ટીંગ્સને પણ લાગવા માંડયું કે તે ખરેખર આરોપી છે.

આ કેસની તપાસનું કામ દિનપર દિન ચાલતું ગયું. અને તે કેસ સાત વર્ષ ચાલ્યો હેસ્ટિંગ્સ પૈસે ટકે ખુવાર થઈ ગયો. પણ જ્યારે તે નિર્દોષ ઠર્યો ત્યારે કંપનીની સેવા બદલ તેને માન આપ્યું. તેણે કરેલા ગુન્હા કંપનીને ખાતર અને ઇંગ્લાંડની આબરૂને ખાતર કર્યા હોવાથી તેની સેવાની કદર કરી. એના ભરણપોષણનો સઘળો ખર્ચ પોતાને માથે ઉઠાવ્યો. છેવટે ઇંગ્લાંડની સરકારને પુષ્કળ, અકલ્પ્ય મદદ કરી એ ૮૬ વર્ષની વયે મરણ પામ્યો.

## Q. 15 What were the reforms of Warren Hastings and Lord Cornwallis in Judicial & Revenue matters?

**ન્યાય ખાતાના સુધારા:—**

| હેસ્ટીંગ્સ | કાર્નવોલિસ. |
|---|---|
| (૧) હેસ્ટીંગ્સે કલકત્તામાં એક દિવાની અને ફોજદારી અપીલ કોર્ટની સ્થાપના કરી અને તેમાં હિંદુ તથા મુસલમાન પંડિતોની નીમણુંક કરવામાં આવી કે જેથી તેઓ ન્યાયાધીશને સલાહ આપી શકે. | (૧) તેણે સદર દીવાની અદાલત અને નિઝામી અદાલત નામની બે અદાલતો સ્થાપી અને ગુન્હેગારોને માફી આપવી કે ન આપવી એ ગવર્નર જનરલને સોંપ્યું. |
| (૨) કોર્ટને ઉપયોગમાં આવે તેવો હિંદુ તથા મુસલમાની કાયદાઓનો સંગ્રહ કરાવ્યો | (૨) કંપનીના નોકરોનો પગાર વધાર્યો કે જેથી તેઓ લાંચ-રૂશ્વત ન લે. |
| (૩) અને દરેક જિલ્લામાં દીવાની તથા ફોજદારી દાવાના ફેંસલા કલેકટરે આપવા એમ ઠરાવ્યું. | (૩) મહેસુલ ઉઘરાવનાર કલેક-ટરો પાસેથી ન્યાયાધિશની સત્તા દૂર કરી અને તે કામને માટે નવી અદાલત સ્થાપી. |

(૪) કોર્ટોમાં અંગ્રેજ ન્યાયાધિશોને મદદ કરવા હિંદુ-મુસલમાન મદદનીશ નીમ્યા અને કોર્ટને ઉપયોગી તથા અદાલતની સરળતા માટે એક કાયદાનું પુસ્તક તૈયાર કરાવ્યું.

(૫) તેણે જીલ્લાઓમાં અદાલત સ્થાપી. તે પર બીજી દરેક પ્રાંત વાર એવી ચાર અદાલત સ્થાપી. અને તે સઘળી અદાલતો પર વડી અદાલત કલકત્તામાં રાખી.

## મહેસુલ સંબંધી સુધારાઃ-- હેસ્ટીંગ્સ.

કલાઈવના વખતના મહેસુલ વસુલ કરનારા અમલદારોની તકરાર વધી જવાથી તેમને તેણે દૂર કર્યા કંપનીને દર સાલ મહેસુલ મળતું નહિ. તીજોરી ખાલી રહેતી હતી. આવા આવા સંજોગોને લીધે તેણે નવા અમલદારો નીમ્યા. જમીન મહેસુલના બધા કામ પર ધ્યાન આપવા ચાર મંડળો નીમ્યા. તે મંડળો પર એક બીજું મંડળ નીમ્યું. જમીનનો ઇજારો એક વર્ષનો અપાતો હતો તેને બદલે હવેથી

## કોર્નવોલિસ.

વોરન હેસ્ટીંગ્સની પદ્ધતિ ફત્તેહમંદ ન થઈ. જમીન દર પાંચ વર્ષે બદલાતી હતી. આથી તેણે તે જમીન જમીનદારોને સોંપી દીધી અને તેમની પાસે દર સાલ સારી રકમ લેવાનું નક્કી કર્યું આથી જમીનની સ્થિતિ સુધારવા તરફ જમીનદારો વધારે ધ્યાન આપશે એમ લાગ્યું પણ એનું પરિણામ એ આવ્યું કે જમીનદારોને ફાયદો થયો પણ બિચારા ખેડુતો પર જુલ્મ વરસવા લાગ્યો. અને ખેડુતોની સ્થિતિ બગડી.

પાંચ પાંચ વર્ષ માટે આપવામાં આવ્યો. અને આમ તેણે જમીનની સ્થિતિ સુધારવા માટે પ્રયત્ન કર્યો

આ પદ્ધતિના ખાસ ફાયદા એ હતા કે જમીનદારોને જમીન કાયમની મળી, જમીન સુધરી, જમીનનો કસ વધ્યો, જમીનદારનો વફાદાર વર્ગ ઉભો થયો, મહેસુલની કડાકૂટ દૂર થઇ. તેણે જમીનદારો પાસે શું લેવું તે નક્કી કર્યું હતું પણ જમીનદારોએ ખેડુત પાસે શું લેવું તે નક્કી કર્યું ન્હોતું, તેઓને ઉપજ વધ્યા છતાં મહેસુલ વધારે મળી શકયું નહિ આનું પરિણામ એ આવ્યું કે જમીનદારોની સમૃદ્ધિ વધી અને તેઓએ ગરીબ ખેડુતોને ચૂસવા માંડયા આમ જમીનદાર વર્ગ પ્રબળ થયો.

## Q. 16 Write a short note on 'Pitt's India Bill.

કંપનીની સત્તા દિન પર દિન વધવા માંડી. આથી બ્રિટિશ પાર્લામેન્ટે હિંદ તરફ વધુ ધ્યાન આપવા માંડયું. ઇ. સ. ૧૭૮૪ માં વડા પ્રધાન પિટે જે ખરડો પસાર કર્યો તેનાથી કંપનીનો વેપારનો ઇજારો કાયમ રહ્યો. કંપનીની રાજકીય સત્તા પ્રધાન મંડળે નીમેલ Board of Control ને સોંપવામાં આવી. અને કંપનીની સત્તા ખરી રીતે ઇંગ્લંડની પાર્લામેન્ટના હાથમાં આવી. પાર્લામેન્ટની રજા વગર ગર્વનર જનરલ કોઈ પણ દેશી રાજ્ય જોડે વિગ્રહ કે સંધિ ન કરી શકે. વળી કારોબારી મંડળમાં એક સભ્ય ઓછો કરવામાં આવ્યો આથી ત્રણ થયા, અને આ ધારાનો અમલ ઇ. સ. ૧૮૫૮ સુધી થયો. ગર્વનર જનરલ નીમવાની સત્તા ઇંગ્લંડની સરકારની ઠરી. મદ્રાસ અને

મુંબઇના ગવર્નરોને પણ સલાહ આપવા માટે કારોબારી સભાઓ નીમી આપવામાં આવી.

Q 17 Write what you know about Sir John Shore and his 'let alone' policy? What were its effects?

કોર્નવોલિસની સાથે રહી કામ કરનાર અને તેનો સાથી સર જોન શોર ગવર્નર જનરલ નિમાયો. તેણે પિટના કાયદા મુજબ વર્તી તટસ્થતાનું ધોરણ દાખવ્યું. તે તટસ્થ રાજ્ય નીતિનો ચુસ્ત હિમાયતી હતો પરંતુ આ રાજ્ય નીતિ દાખવવાથી ઘણા બુરાં પારિણામ આવ્યાં અને અંગ્રેજોની કીર્તિ ઝાંખી પડી.

આ નીતિ પ્રમાણે હિન્દુસ્તાનની આંતર ખટપટોમાં, એટલે કે દેશી રાજ્યોના માંહેમાંહેના કજીઆમાં માથું મારવું નહિ અને પોતાના રાજ્યમાં વ્યવસ્થા કરવા તરફ વધારે ધ્યાન આપવું. દેશી રાજ્યોએ પોતપોતાની તકરાર પોતપોતાની મેળે મળી સમજી કરી લેવી. અગ્રેજો પાસે મદદ માંગવા આવવું નહિ. કંપનીએ નવા પ્રદેશો જીતવા તરફ ધ્યાન આપવું નહિ અને ખોટી જોખમદારી વધારવી નહિ. અને જો કંપનીને લડવું પડે તો ફક્ત પોતાની સત્તાનું રક્ષણ કરવા માટેજ લડવું.

ખર્ડાના યુદ્ધમાં નિઝામે અંગ્રેજોની મદદ માગી હતી પણ નિઝામને મદદ ન કરવામાં આવી. આથી નિઝામ અંગ્રેજો પર નારાજ થયો. મરાઠાઓ નાનાની મદદથી આગળ ધપે આવતા હતા. ટીપુ પોતાનું જોર વધાર્યે જતો હતો. આમ મરાઠાઓ તથા ટીપુ બન્ને પોત પોતાનાં મહત્ત્વાકાંક્ષાઓ સેવવા માંડયા અને તે પરિપૂર્ણ કરવા નવા નવા ઉપાયો યોજવા માંડયા. આમ અંગ્રેજોનું ગૌરવ ઘટ્યું અને બીજાઓ વધારે મજબુત બન્યા. કંપની સરકાર કમજોર બની ગઈ.

અને આખરે તો નિઝામે પોતાના રાજ્યમાંથી અગ્રેજી લશ્કર કાઢી મુક્યું અને ફ્રેંચ લશ્કર રાખ્યું. આમ નિઝામે અંગ્રેજોનું હડહડતું

અપમાન કર્યું. આમ સર જ્હોન શોરનો સમય બહુજ શાંતિથી અને બીલકુલ પણ યુદ્ધ વગર પસાર થઇ ગયો. પણ આપણે જોઈએ છીએ કે એનાથી અંગ્રેજોને ફાયદો થાય તે કરતાં તો ઉલ્ટું ઘણું વેઠવું પડયું. પોતાની આબરૂ ગુમાવી અને તેઓ સર જ્હોન શોરના અમલ દરમ્યાન હિન્દમાં કાંઇપણ પ્રગતિ કરી શક્યા નહિ.

Q. 18 What was the political condition in India when Wellesly became the Governor General? What steps did he take to meet the situation?

જ્યારે ઇંગ્લાંડમાં અંગ્રેજો અને નેપોલિયન વચ્ચે યુદ્ધ ચાલતું હતું તે અરસામાં વેલેસ્લી હિંદમાં ગવર્નર જનરલ તરીકે આવ્યો. શોર પછી તે જ્યારે આવ્યો ત્યારે તેણે કંપનીની સ્થિતિ સુધારવા બહુ પ્રયત્ન કર્યા. તે યુદ્ધને પસંદ કરતો. તેણે તટસ્થતાના બાજૂએ મુકી દીધી અને અંગ્રેજોએ ગુમાવેલી પ્રતિષ્ઠા તથા ગૌરવ પાછાં સંપાદન કરી અંગ્રેજોની સત્તા હિંદમાં સાર્વભૌમ કરી. જ્યારે વેલેસ્લી હિંદમાં આવ્યો ત્યારે મોગલ સામ્રાજ્યનો દીવો બુઝાતો હતો. મરાઠાઓ ધીમા પડતા હતા. સિંધિઆ, ગાયકવાડ, ભોસલે, વગેરેઓએ પોતાનાં સ્વતંત્ર રાજ્યો કર્યા હતાં અને યુરોપિયન માણસોને રાખી પોતાના પ્રદેશમાં લશ્કરને કવાયત આપતા હતા.

સર જોન શોરની પદ્ધતિને લીધે અગ્રેજો વિરૂદ્ધ ઘણા શત્રુ ઉભા થયા હતા. કર્ણાટક, નિઝામ અને અયોધ્યા વગેરેના નવાબો અગ્રેજોને ધિક્કારતા હતા. આવી સ્થિતિમાં અંગ્રેજોની દશા ખરાબ થઇ ગઇ હતી.

તેમને હિંદમાંથી હાંકી કાઢવા ટિપુએ બધા મુસલમાની રાજ્યોનો સંઘ બનાવ્યો હતો. અફ્ઘાનિસ્તાનનો બાદશાહ પણ અંગ્રેજોને નસાડવા હિંદપર ચઢી આવવા તૈયાર થયો હતો. વળી ટીપુએ મહાન નેપોલિયન સાથે પણ પત્રવહેવાર ચાલુ કરી મુકયો હતો. આવી અણીને સમયે વેલેસ્લી હિંદમાં આવ્યો. તેણે ખંતથી, પોતાના મુત્સદ્દીપણાથી, ધીરજથી,

ડહાપણથી, અને અક્કલ હોશિયારીથી પોતાના રાજ્યને બચાવ્યું અને તેને વધારી સાર્વભૌમ બનાવવાનું માન તે પામ્યો. તેણે હિંદના દેશી રાજ્યોને ખંડીઆ બનાવ્યા, કેટલાકને શામથી, કેટલાકને દામથી અને કેટલાકને ભેદથી (યુક્તિથી) સર કર્યાં. પણ જેઓ બાકી રહ્યા તેમને દંડથી સર કરવા તેણે પ્રયત્ન શરૂ કર્યાં. કેટલાક રાજ્યોને ખાલસા કર્યાં અને બીજાં કેટલાંકને પોતાની સહાયકારી પદ્ધતિની જાળમાં ફસાવી તેમનું આધિપત્ય સ્વીકારાવ્યું. આમ જ્યારે તે હિંદમાં આવ્યો ત્યારે જેટલી ખરાબ સ્થિતિ હતી તેટલીજ સારી વ્યવસ્થા કરી તે ઇંગ્લાંડ ગયો.

Q. 19 Write you know about the subsidiary system
( B. U. 1931 )

**સહાયકારક યોજના :—**

આ યોજનાની મુખ્ય કલમો નીચે મૂજબ હતી:—

( ૧ ) જે રાજા આ યોજનામાં દાખલ થાય તેણે અંગ્રેજોનું આધિપત્ય સ્વીકારવું.

( ૨ ) તે રાજાએ એક અંગ્રેજી સહાયકારી સેના પોતાના રાજ્યમાં રાખવી અને દેશી લશ્કર પણ રાખવું.

( ૩ ) આ અંગ્રેજ સેનાના નિભાવને માટે કંપની કહે તે એક પ્રદેશ સોંપવો.

( ૪ ) જે રાજા આ યોજનાનો લાભ લે તે રાજાએ કંપનીની સંમતિ સિવાય ( રજા સિવાય ) કોઈપણ સાથે સંધિ કે યુદ્ધ કરવું નહિ. કોઇ-પણ પરદેશી સત્તા જોડે કોઇપણ જાતનો વહેવાર રાખી શકે નહિ અને દેશી રાજ્યોમાં તેઓએ બીજી કોઇપણ યુરોપીઅન પ્રજાને નોકરીમાં દાખલ કરવી નહિ.

( ૫ ) આ બધાં મૂજબ વર્તનાર દેશી રાજ્ય અંગ્રેજોનું મિત્ર બનશે અને તે બદલ અંગ્રેજો તેને મદદ કરશે એમ ઠર્યું.

આ યોજના સહાયકારક યોજનાને નામે પ્રસિદ્ધ થઇ.

પરિણામ :–

આપણે જોયું કે હિંદમાં અનેક નાનાં નાનાં દેશી રાજ્યો હતાં. તેઓ એક બીજાં સાથે વારંવાર લડતાં અને હંમેશાં તેઓ ડરતાં. વળી તેઓને અંગ્રેજો મદદ આપે કે ન આપે તેનું પણ નક્કી રહેતું નહિ. આથી તેઓ હંમેશાં ભયગ્રસ્ત રહેતાં હતાં. પણ આ યોજનાથી ઘણાં દેશી રાજ્યો એક બીજાંથી ગભરાઈ આશ્રયે આવ્યાં. અને વેલેસ્લીએ બધાં દેશી રાજ્યોને આ યોજના સ્વીકારવા શામ, દામ, ભેદ અને દંડનો ઉપયોગ કર્યો કેટલાંક દેશી રાજ્યોને તો ખાલસા પણ કર્યાં અને પોતાના રાજ્યની સીમા અનહદ વધારી. પરિણામે બધાં દેશી રાજ્યો અંગ્રેજોની સાર્વભૌમ સત્તા નીચે આવ્યાં. તે વખતનાં હિંદના મુખ્ય ચાર દેશી રાજ્યો માટે હવે આપણે જોઈશું : (૧) નિઝામ (૨) ટીપુ (૩) મરાઠાઓ (૪) અયોધ્યાનો વજીર.

**( ૧ ) નિઝામ:**—તે મરાઠાઓ અને ટીપુ સુલતાનથી હંમેશ ભયમાં રહેતો અને પોતાની શક્તિ ક્ષીણ થઈ જવાથી ૧૮૦૦ માં અંગ્રેજોના આશ્રયે આવ્યો અને સહાયકારક યોજનાનો સ્વીકાર કર્યો. આ બદલ તેણે અંગ્રેજોને કડાપ્પા અને બેલારી એ બે પ્રદેશો આપ્યા.

**( ૨ ) ટીપુ સુલતાન:**—ટીપુ સુલતાન વીશે આપણે થોડું જ આગળ જોયું છે. તેણે અંગ્રેજો સામે બહુ ખટપટ કરવા માંડી હતી. આથી અંગ્રેજોએ નિઝામ અને મરાઠાઓની દોસ્તી બાંધી ટીપુને ચોથા મહૈસુર વિગ્રહમાં હરાવ્યો અને તે ૧૭૯૯ માં મરણ પામ્યો. અંગ્રેજોએ અસલના ગાદી વારસને ગાદીએ બેસાડ્યો અને તેને સહાયકારક યોજના હેઠળ લીધો. તે બદલ અંગ્રેજોને કોઈમ્બતુર, કેનેરા અને બીજા કેટલાક પ્રદેશો મળ્યા.

**( ૩ ) મરાઠાઓ:**—બાજીરાવ બીજાને સહાયકારક યોજનાનો આશરો લેવો પડ્યો. કારણ કે મરાઠા સરદારો જેવા કે હોલ્કર, સિંધિઆ વગેરે મજબુત બનતા હતા અને તેઓ પેશ્વાને પજવતા હતા. બાજીરાવને હોલ્કરની બીક લાગી અને વસાઈની સંધીથી તે સહાય-

કારક યોજના હેઠળ આવ્યો ૧૮૦૨. તેણે અંગ્રેજોને સુરત આપ્યું. પણ આથી બીજા મરાઠાઓ ચીઢવાયા અને તેમણે તે સ્વીકારી નહિ. આથી મરાઠા વિગ્રહો થયા અને એક પછી એક એમ બધા મરાઠા સરદારોને પણ આ યોજના સ્વીકારવાની ફરજ પડવા લાગી. આમ મરાઠાઓ પાસેથી પણ વેલેસ્લીને બહુજ પ્રદેશો મળ્યા અને હવે તો આખા હિંદ ભરમાં પણ કોઈ સબળ શત્રુ રહ્યો ન હતો. આમાં આપણે જોયું કે મરાઠાઓની મજબુત સત્તા તૂટી પડવાનું મુખ્ય કારણ તેઓનો માંહેમાંહેનો કુસંપ હતો એમ કહેવામાં કાંઇ પણ ખોટું નથી. જો તેઓએ એક સાથે રહી કાર્ય કર્યું હોત તો તેઓ જરૂરથી અંગ્રેજોને હંફાવી શકતે અને વેલેસ્લી આ વિજય પામતે કે કેમ તે એક મોટો સવાલ થતે

(૪) અયોધ્યામાં પણ અવ્યવસ્થા અને અશાંતિ હતાં તેથી અયોધ્યાના વઝીર પાસે પણ એ યોજના સ્વીકારાવી અને તેથી અંગ્રેજોને રોહિલખંડ અને દોઆબ મળ્યાં. વેલેસ્લીએ તાંજોર, સુરત, અને કર્ણાટક ખાલસા કર્યાં. આમ તેણે હિંદમાં અંગ્રેજી રાજ્યને કિર્તિની શિખરે ચઢાવ્યું.

Q. 20 'Lord Wellesly made the English paramount in India.' Discuss.

આપણે સવાલ ૧૮ માં હિંદની સ્થિતિ કેવી હતી તે જોઇ છે એટલે તે પરથી આપણે તે આવ્યો ત્યારે હિંદની સ્થિતિ કેવી હતી તે જાણી શકાએ છીએ.

સવાલ ૧૯માં તેણે સહાયકારક યોજના કેવા સંજોગોમાં ઉભી કરી અને તેની જાળમાં કેટલાં અને કેવી રીતે દેશી રાજ્યોને લાવ્યો તે પણ જોયું છે.

આપણે ગયા સવાલના અંતમાં મોટામાં મોટા શત્રુ જેવા કે નિઝામ, ટીપુ અને મરાઠાઓને પોતાને કબજે કરવા કેવા કેવા પ્રયત્નો કર્યાં અને તેઓને પણ કેવી રીતે સર કર્યાં તે પણ જોયું છે.

આમ વેલેસ્લી જ્યારે હિંદમાં આવ્યો ત્યારે ઢીલું થઇ ગયેલું અંગ્રેજી રાજ્ય તેણે કેવા ઉપાયો આદરી સ્થિર કર્યું એનું વર્ણન સહાયકારક યોજનાનો અમલ સમજવાથી થશે.

વેલેસ્લીએ સહાયકારક યોજનાના અમલને લીધે ભલભલા રાજાઓને નમાવ્યા અને તેઓ પાસે પોતાનાં લશ્કર રાજ્યમાં રખાવ્યાં. તે બદલ તેણે જુદા જુદા પ્રદેશો તેમના પાસેથી લીધા અને આખરે તેણે પુષ્કળ પ્રદેશો ભેગા કરી અંગ્રેજી રાજ્યને વધાર્યું અને ચઢતીની પરિસીમાએ પહોંચાડયું.

તેણે અંગ્રેજી રાજ્યનો વિકાસ કર્યો અને તેને એક મહાન સામ્રાજ્ય બનાવ્યું એજ આ કથન પુરવાર કરે છે.

( આની સાથે સવાલ ૧૮ અને ૧૯ પણ વાંચો. )

Q. 21 What do you know about the Vallore Mutiny ?

વેલેસ્લી ઇંગ્લાંડ ગયો પછી તેની જગ્યાએ ફરીથી લોર્ડ કોર્નવોલિસ ૬૭ વર્ષની ઉમરે આવ્યો. કંપનીએ વેલેસ્લીના વખતમાં સત્તાનો દોર સારો મેળવ્યો હતો માટે હવે તેને વધારે રાજ્યની ઇચ્છા ન હતી પણ જે વેપાર પડી ભાંગ્યો હતો તે સુરક્ષિત કરવો હતો. આથી જ્યારે કોર્નવોલિસને હિંદ મોકલવામાં આવ્યો ત્યારે કહેવામાં આવ્યું હતું કે તેણે કોઇપણ જાતના યુદ્ધમાં ઉતરવું નહિ પણ કંપનીના વેપારને બરાબર કરવો. પણ જ્યારે ૧૮૦૫ માં તે હિંદ આવ્યો ત્યારે તેની તબીયત સારી ન હોવાને લીધે થોડો વખત રહી મરણ પામ્યો.

નવો ગવર્નર જનરલ નિમાઇ આવે ત્યાં સુધી સર જ્યોર્જ બાર્લોએ ગર્વનર જનરલ તરીકેનું કાર્ય કર્યું. બાર્લો બધી રીતે કોર્નવોલિસના મતનો જ હતો. તેના વખતમાં હિન્દી સીપાઇઓએ જે બળવો કર્યો હતો તે 'વેલોરનાં બંડ' તરીકે ઈતિહાસમાં જાણીતો છે.

વેલોર મદ્રાસ ઇલાકામાં આવેલું હતું. ટીપુ મરણ પામ્યો અને તેનું રાજ્ય અસલના ગાદીવારસને મળ્યું. પણ ટીપુને બે પુત્રો હતા કે

જેઓને અંગ્રેજ સરકારે વેલોરના કિલ્લામાં કેદ પુર્યાં હતાં છતાં તેઓનો સુખ વૈભવ તો શાહેનશાહીજ હતો તેના હાથ નીચે હજારો માણસો હતાં અને આમ જોતાં તેઓ કેદમાં હતા કે કેમ એ કહી શકાય નહિ. મદ્રાસની સરકારે લશ્કરી સુધારાઓ પસાર કર્યાં અને Uniformity રહે એટલા માટે અમુકજ જાતનો ડ્રેસ, પાઘડી, વાળ, દાઢી વગેરે રાખવું એવો કાયદો કર્યો. જ્યારે મદ્રાસના સૈનિકોએ આ સાંભળ્યું ત્યારે તેઓ ખૂબ ખીજાયા. વળી ટીપુના પુત્રોએ તેમને ઉશ્કેર્યાં અને આમ અભણ સૈનિકો વધારે ઝનૂનમાં આવ્યા અને તેઓ બંડ કરવાની તૈયારી કરવા લાગ્યા. તેમણે એ સુધારાનો વિરોધ કર્યો અને અકળાયા. વધુમાં એવી ગપ બહાર પડી કે અંગ્રેજોનો વિચાર હિન્દુ સૈનિકોને વટલાવી ખ્રિસ્તી બનાવી દેવાનો છે. આથી તો પૂછવુંજ શું? તેઓએ આ ગપ ખરી માની અને વેલોરમાં બંડ જાગ્યું. ત્યાં તેમણે આ ઉપરાંત અંગ્રેજોની કતલ કરી. પણ આ બળવો બહાદુરીથી સમાવી દેવામાં આવ્યો અને ટીપુના બંને પુત્રોને કલકત્તે રવાના કરવામાં આવ્યા.

Q. 22 Trace the histroy of the Sikhs upto the time of Ranjitsingh and show how they were subdued.

શીખ લોકોનો ઇતિહાસ:—લગભગ પંદરમાં સૈકામાં ગુરુનાનકે શીખ સંપ્રદાય સ્થાપ્યો. અને આ શીખ સંપ્રદાય એક નાના સંપ્રદાય તરીકે બહાર આવ્યો અને ધીરે ધીરે વધવા માંડ્યો. દશમો ગુરુ ગોવિંદ મરણ પામ્યો. પછી શીખ લોકોનો નાયક બંદા થયો. આ વખતે મુગલ સામ્રાજ્યનો નાશનો પ્રસંગ આવી લાગ્યો હતો. મુસલમાનોનું જોર ઓછું હતું. તેથી બંદાએ મસજીદો તોડાવી અને તેમની કતલ કરવાને શીખોને ઉત્તેજીત કર્યાં. પણ એનો બદલો બાદશાહ બહાદુર શાહે લીધો અને બંદાનો નાશ થયો. આ પ્રસંગ પછી શીખોએ પોતાની ટોળીઓ પાડી નાંખી અને હિંદના જુદા જુદા ભાગમાં જઇને વસ્યા. ચતરસિંહ નામે એક એવી ટોળીનો સરદાર હતો. તેને

રણજીતસિંહ નામે એક શૂરવીર અને બહાદુર લડવૈયો પુત્ર હતો. તેણે પોતાની બહાદુરીનો ઉપયોગ નાનપણથીજ કરવા માંડ્યો અને નાની નાની ટોળીઓ ઉભી કરી ધીમે ધીમે આખો પંજાબ પ્રાંત સર કર્યો અને પંજાબના રાજા તરીકે બહાર પડ્યો. આમ વિખરાઇ ગયેલા શીખ સરદારો 'પંજાબના સિંહ' ના છત્ર તળે ભેગા થયા. તે બહુજ બહાદુર હતો. અને ખડતળ જુવાન હતો. તેણે પોતાના રાજ્યમાં સઘળે વ્યવસ્થા કરી અને પરદેશી પ્રજાને નસાડી મુકી. વળી પોતાનાં લશ્કરને યુરોપીય ઢબથી તાલમ આપી અને એક ઉત્તમ પ્રકારનું સૈન્ય ઉભું-કર્યું. પણ આગળ જતાં જ્યારે થોડા વખતમાં અમૃતસર આગળ રણજીત અને અંગ્રેજો વચ્ચે સંધિ થઇ ત્યારથી તેની પ્રગતિ અટકી ગઇ હતી.

અમૃતસરની સંધિથી એમ ઠર્યું કે રણજીતસિંહ અંગ્રેજોના પ્રદેશ પર હુમલો કરવો નહિ અને તેણે અંગ્રેજોના મિત્ર તરીકે વર્તવું. આ કરારથી રણજીતસિંહ અંગ્રેજોનો મિત્ર બન્યો અને દુશ્મન ટળ્યો. તેણે આ વચન મરણ પામ્યો ત્યાં સુધી પાળ્યું. અને આગળ જતાં રણજીતસિંહનાં મરણ પછી બીજો કોઇ સારો આગેવાન ન મળતાં તેમણે પોતાનું સ્વાતંત્ર્ય નાશ કર્યું. આ કરારને લીધે શીખો પોતાનું સામ્રાજ્ય સ્થાપી શક્યા નહિ અને કંપનીની ચિંતા તથા ડર દૂર થયાં અને સંકટના સમયે મદદ કરે એવો શૂરવીર અને બહાદુર મિત્ર મળ્યો.

Q. 23 How did Marquess of Hastings try to expand the British power in India? Why had he to adopt the policy of Wellesly instead of the 'Let alone' policy?

જ્યારે માર્કવેસ ઓફ હેસ્ટિંગ્સ ગવર્નર જનરલ તરીકે આવ્યો ત્યારે તેણે શરૂઆતમાં તો તટસ્થતાની યોજના જાળવી. પણ જ્યારે તેણે જોયું કે સર્વ ઠેકાણે કંપનીનો સારો બંદોબસ્ત થઇ ગયો છે ત્યારે

તેને એ તટસ્થ રાજ્ય નીતિની કાંઇ જરૂરિઆત લાગી નહિ. છતાં જ્યારે રાજ્ય કારણમાં તે વધારે ઊંડે ઉતર્યો ત્યારે તેને જે થોડી ઘણી વસ્તુઓ બાકી રહી ગઇ હતી તે દેખાઇ અને તે વસ્તુઓ પુરી કરવા માટે અતટસ્થતા જાળવવી પડી અને યુદ્ધોમાં ઉતરવું પડયું.

તેના વહીવટના અગત્યના બનાવો નીચે મૂજબ પાડી શકાય:—
(૧) નેપાળ સાથે યુદ્ધ. (૨) મરાઠાઓ (૩) પિંઢારાઓ (૪) સુધારા.

**(૧) નેપાળના ગુરખાઓ સાથે વિગ્રહ:—**

ગુરખાઓ મૂળ રજપુત હતા. તેઓનો જુસ્સો રજપૂત જેવોજ છે. નેપાળના ગુરખાઓ પોતાની સત્તા વધાર્યે જતા હતા. નેપાળ અને કંપનીની સરહદ એક બીજાને મળતી હતી. આથી તેઓ ઘણીવાર કંપનીની પ્રજાને કનડતા હતા. ૧૮૧૪ માં જ્યારે ગુરખાઓએ કંપનીના સરહદપર હુમલો કર્યો ત્યારે હેસ્ટીંગ્સે જીતેલો પ્રદેશ પાછો આપવા કહેવડાવ્યું પણ કાંઇ વળ્યું નહિ. આખરે લડાઇ થઇ. તેના ચારમાંથી ત્રણ લશ્કરો હાર ખાઇ પાછાં આવ્યાં. પણ છેવટે છેલ્લું લશ્કર જીત્યું અને ગુરખાઓએ નામોશી ભરેલી સંધી સિગોળી આગળ કરી. તે સંધિની રૂએ તુગાઇઓનો પ્રદેશ બે લાખ રૂપીઆના બદલામાં અંગ્રેજોને મળ્યો અને નૈનિતાલ, મસુરી, સિમલા જેવાં હવાખાવાનાં સ્થળો મળ્યાં. અને તેઓનો એક રેસિડન્ટ નેપાળ મોકલવામાં આવ્યો.

**(૨) મરાઠાઓ સાથે યુદ્ધ:**—બાજીરાવે ખટપટ કરવા મંડી અને આખરે તેમાં તે હાર્યો અને પરિણામ રૂપ ૧૮૧૮ માં અંગ્રેજોએ મરાઠી રાજ્ય પોતાના રાજ્ય જોડે જોડી દીધું અને આખરે આમ પેશ્વાઇ સત્તાનો અંત આવ્યો.

**(૩) પિંઢારાઓ:**—હેસ્ટીંગ્સના અમલ દરમ્યાન જે સૌથી અગત્યનો પ્રસંગ છે તે પિંઢારાઓના નાશનો છે. તે પિંઢારાઓના નાશને લીધેજ આટલો જાણીતો થયો છે. હેસ્ટીંગ્સનો સમય એટલે મોગલ રાજ્યની પડતી થયા પછી મરાઠા રાજ્યની પડતીનો સમય. આ સમયમાં પિંઢારાઓએ પ્રજા પર પુષ્કળ ત્રાસ વર્તાવ્યો હતો. જ્યારે કોઇપણ

માણસ ધંધા રોજગાર વગેરેનો થાય ત્યારે તે આ ટોળીને મળી જતો અને બહારવટું કરવા નીકળી પડતો. તેઓએ પોતાની જુદી જુદી ટોળીઓ બનાવી હતી. એ ટોળીઓમાં એક એક સરદાર હતો. અને એ ટોળી પોતાના સરદારના કહ્યા પ્રમાણે ચાલતી. તેઓ લૂંટનો ભાગ પોતાના સરદારના કહ્યા મુજબ પાડતી. તેમની ટોળીઓ તો ટટ્ટુ પર પણ ફરતી હતી. અને તેઓએ માળવા વગેરે પ્રાંતમાં પોતાનો અડ્ડો સારી રીતે જમાવ્યો હતો. આ ટોળીઓ દેશી રાજ્યોને મદદ પણ કરતી હતી અને આમ તેઓ રાજકીય ચળવળમાં પણ રસ લઈ રહ્યા હતાં. તેઓ આવી રીતે પ્રજાને બહુજ ત્રાસ દેતા હતા. વળી પિંઢારાઓ મરાઠાઓના મિત્ર હોઈ, મરાઠાઓને અંગ્રેજો વિરુદ્ધ મદદ કરતા. આથી અંગ્રેજ પ્રજાને આ ટોળી બહુ ભય ભરેલી લાગતી હતી. વળી આ ટોળીઓ કોઇ પણ દિવસે ખુલ્લે મેદાને લડવા આવતી ન હતી પણ શિવાજીના રિવાજ મૂજબ અણધાર્યા છાપા મારી શત્રુનો નાશ કરતી હતી.

પણ મરાઠાઓનો નાશ થતાં આ ટોળીઓનો પણ નાશ પાસેજ આવી લાગ્યો હતો. હેસ્ટીંગ્સે તેમના સરદારોને સારી લાંચ આપી ફોડયા અને રજપુતોની મદદથી તેમનો કાંટો કાઢી નાંખ્યો. તેમનો સુપ્રસિદ્ધ સરદાર ચીતુ જંગલમાં નાશી ગયો કે જ્યાં તે મરણ પામ્યો. આમ ૧૮૧૭ ના અરસામાં હેસ્ટીંગ્સે લોકોને પિંઢારાઓના ત્રાસમાંથી છોડાવી બહુજ સુખ આપ્યું.

**( ૪ ) હેસ્ટીંગ્સના સુધારા:**—(૧) શાળા અને મહાવિદ્યાલયો સ્થાપી કેળવણીને ઉત્તેજન આપ્યું. (૨) ન્યાયાધીશોના પગાર વધાર્યા. ( ૩ ) વર્તમાનપત્રોને સ્વાતંત્ર્ય આપ્યું. (૪) મદ્રાસમાં રૈયતવારી પદ્ધતિ ચાલુ કરી. (૫) કાયમી જમાબંધીના દોષ દુર કર્યા. (૬) કલકત્તામાં સુધારા કર્યા. (૭) જમના નદીની નહેરો સુધરાવી અને ખેતી વાડીના કામને પણ ઉત્તેજન આપ્યું. આમ તેણે ઘણા સુધારા કર્યા છે.

## Q 24 Give a short account of the administration of Lord Amherst.

જ્યારથી બંગાળામાં કંપની સરકારે બ્રિટિશ રાજ્યનો પાયો નાંખ્યો ત્યારથી બ્રહ્મદેશમાં અલોમારાએ પોતાની બાહોશી અને વીરતાથી એક સ્વતંત્ર રાજ્ય સ્થાપવા માંડયું હતું. તેણે ધીમે ધીમે એ રાજ્ય વધાર્યું અને ૧૯ મી સદીની શરૂઆતમાં તો લગભગ આખો બ્રહ્મદેશ કબજે કર્યો. આમ બ્રાહ્મી રાજ્ય ઘણા મોટા વિસ્તારવાળું થઇ ગયું હતું. હવે બ્રહ્મી લોકોમાં નવું જોમ અને શુરાતન આવ્યાં હોવાથી તેમણે બ્રિટિશ સરહદ પર વારંવાર હુમલા કરવા માંડયા અને આમ અંગ્રેજોને પજવવા માંડયા એટલું જ નહિ પણ તેમણે હેસ્ટીંગ્સના વખતમાં તો ધમકી આપી કે અમને બંગાળા સોંપી દો.

૧૮૨૪ માં તેમણે એક અંગ્રેજી મથકનો કબજો લીધો તેથી એમ્હર્સ્ટે યુદ્ધ જાહેર કર્યું. પણ જંગલી વસ્તીમાં, ઘાડાં જંગલોમાં અને ખરાબ જગ્યાએથી પસાર થવાનું હોઇ, રસ્તા અજાણ્યા હોતાં અને આખાં લશ્કરમાં રોગ ફાટી નીકળવાથી અંગ્રેજી લશ્કર લગભગ નાશ પામ્યું, ગીચ ઝાડો અને પર્વતોમાંથી રસ્તો કાઢવો પડયો અને આખરે મહા મહેનતે બ્રહ્મી લોકોને હરાવ્યા અને પેન્દાબુના કરાર થયા. આ કરારની રૂએ આસામ, મણિપુરનો દ્વાપુ અંગ્રેજોને પાછાં મળ્યાં. તેનાસરીમ, આરાકાન વગેરે પ્રદેશો ઉપરથી મળ્યાં. પરંતુ આ વિગ્રહથી અંગ્રેજોને જે ફાયદો થયો તે કરતાં ઘણું જ મોટું નુકસાન થયું. તેમનું મોટું લશ્કર નાશ પામ્યું. પૈસેટકે કંપનીને બહુ જ ખર્ચ થયો અને આખરે જીત થઇ તે પણ નહિ જેવી. આમ બ્રહ્મદેશનો ભય ટળ્યો.

ભરતપુરમાં ત્યાંના સગીર રાજાની ગાદી બીજાએ લઇ લીધી હતી. આથી અંગ્રેજોએ તે રાજાનો પક્ષ લીધો અને ભરતપુરને ઘેરો ઘાલ્યો. ગાદીવારસને ગાદી અપાવી અને ત્યાં એક રેસિડન્ટ મુકયો. ૧૮૨૬ માં ભરતપુરનો અભેદ્ય કિલ્લો જીતવાનું માન લોર્ડ એમ્હર્સ્ટે મેળવ્યું.

Q. 25 Give an account of the administration of William Bentick and his reforms and show his position among the Governor Generals in India.

આપણે વેલોરનું બંડ જોયું. તે વખતે બેન્ટીક મદ્રાસનો ગવર્નર હતો. એ જ્યારે ગવર્નર જનરલ તરીકે હિંદ આવ્યો ત્યારે કંપનીએ પોતાની સત્તા સાર્વભૌમ બનાવી હતી. અને કંપની સરકારને દેશમાંથી કોઇનો પણ બીલકુલ ભય નહતો. આથી વિલિયમ બેન્ટિકના વખતમાં યુદ્ધો થયાં ન હોવાથી તેને સુધારા કરવાનો સારો વખત મળ્યો હતો અને આ સમયનો ઉપયોગ તેણે ઘણોજ સારી રીતે કર્યો હતો. વળી તેના વખતમાં તેને મદદ કરી શકે એવા અનુભવી માણસો પણ મળ્યાં અને તેને આ કામ કરવું ઘણું સરળ થઇ પડયું.

(૧) ૧૮૩૩માં સીંધિયાના મરણ પછી ગાદી વારસ માટે તકરાર થઇ પણ કંપની સરકારે તેના દત્તક પુત્રને રાજા તરીકે માન્ય રાખ્યો. (૨) ૧૮૨૦માં જે કુર્ગમાં રાજા થયો તેણે પ્રજા પર ત્રાસ કરવા માંડયો. અને અંગ્રેજોને પણ દુઃખ દેવા માંડયું. આથી બેન્ટિકે એક લશ્કર મોકલી તેને સર કર્યો અને કુર્ગને મદ્રાસ ઇલાકા જોડે જોડી દેવામાં આવ્યું. (૧૮૩૩) (૩) ત્યાંના રાજાએ પણ મોજમજાહ કરવા માંડી, રાજ્યમાં અંધેર ચાલ્યું, અને રૈયત પર જૂલમ ગુજારવા માંડ્યો. પણ આથી અંગ્રેજ સરકારે તે રાજાને પેન્સન બાંધી આપ્યું અને મ્હૈસુરના રાજ્યને એક કમિટિની દેખરેખ નીચે રાખ્યું. (૪) વળી બેન્ટીકને રશિઆનો ભય હતો. આથી જો તે સરહદના પ્રદેશો પર દાબ રાખે તો તે ભય ટળી જાય એમ તેને લાગતું હતું. આથી તેણે પંજાબના શીખો જોડે મૈત્રી બાંધી. અને આમ તેનો ભય દૂર કર્યો. વળી સીંધના અમીરો સાથે પણ સંધિ કરી અને પોતાની સત્તા સ્થિર કરી હવે તેને લાગ્યું કે રશિઆનો ભય ટળ્યો છે તેથી પોતાનો વેપાર વધારવા અને સુધારાઓ કરવા તરફ પોતાની રાજ્યનીતિનું સુકાન વાળ્યું. તેણે કરેલા સુધારાના ઘણા ભાગ પાડી શકાય છે.

(૧) આર્થિક સુધારા (૨) રાજ્યકીય સુધારા (૩) ન્યાય-ખાતામાં સુધારા (૪) કેળવણીને લગતા સુધારા. (૫) સામાજિક સુધારા.

**(૧) આર્થિક સુધારા:**—આપણે જોયું કે બ્રહ્મી લોકોને તાબે કરતાં ઘણો ખર્ચ થયો હતો. તેથી તેણે ખર્ચ ઘટાડવા અને પૈસા ભેગા કરવા પગારમાં ઘટાડા કર્યા. વળી લશ્કરી અમલદારોનાં ભથ્થાં અડધાં કર્યાં. આ બે મતના સુધારાને લીધે બેન્ટિક કંપનીના લોકોમાં અળખામણો થઇ પડયો. અને તેમનો ક્રોધ તેઓએ ખુલ્લો દેખાડયો. છતાં બેન્ટિક ગભરાયો નહિ અને આખરે તેમાં તેણે વિજય મેળવ્યો.

**(૨) રાજયકીય સુધારા:**—(૧) હિંદી લોકોને ભેદ રાખ્યા સિવાય તેમના લાયકાત પ્રમાણે નોકરીઓ આપવા માંડી. (૨) કચેરીઓનાં દફતર તે પ્રાંતની દેશી ભાષામાં રાખવાનું નક્કી કર્યું. (૩) નવું મહેસુલ નક્કી કરી કાયમી જમાબંધીમાંથી પ્રાંતોને દૂર કર્યાં (૪) અફીણ વેચવાના ઇજારા આપવા માંડયાં આથી પૈસાની આવક પણ વધી. (૫) ભથ્થાં બંધ કર્યાં.

**(૩) ન્યાયખાતામાં સુધારા:**—(1) Circuit Courts કાઢી નાખી અને તેને બદલે તેણે District Courts સ્થાપી. (૨) ફારસી ભાષાને બદલે સ્થાનિક ભાષા રાખી. (૩) ન્યાયાધિશોનો પગાર અને સંખ્યા વધારી. (૪) અલ્હાબાદમાં બીજી એક વધુ વરિષ્ઠ અદાલત સ્થાપવામાં આવી. (૫) ન્યાયાધિશોમાં હિંદી ગૃહસ્થોને સારૂં સ્થાન આપ્યું.

**(૪) કેળવણીના સુધારા:**—બેન્ટિકે આધુનિક પાશ્ચિમાત્ય જ્ઞાન શિક્ષણનો પાયો નાખ્યો એમ કહેવામાં કાંઇ ખોટું નથી. ૧૮૧૩ ની કંપનીની સનદ મુજબ કેળવણી માટે એક લાખ રૂપીઆ મળ્યા હતા. પણ તેનો ખર્ચ કલકત્તામાં સંસ્કૃત અને અરેબિકના શિક્ષણ પાછળ થતો હતો. આથી ૧૮૩૩ થી (૧) બેન્ટિકે અંગ્રેજી શિક્ષણ દાખલ કર્યું. (૨) અને

શાળાઓમાં શિક્ષણ લેનાર પ્રત્યે કોઈ પણ જાતનો જાતિ, ધર્મનો ભેદ રાખવો નહિ અને તેની લાયકાત મુજબ સરકારી નોકરી આપવી. એમ ઠર્યું. આમ આધુનિક શિક્ષણપ્રથા ૧૮૩૩ માં અમલમાં મુકવામાં આવી.

**(૫) સામાજિક સુધારા:**—વિલિયમ બેન્ટિક સુધારા માટે બહુજ પ્રખ્યાત છે. તેની પ્રખ્યાતિનું ખરૂં કારણ આ સામાજિક સુધારા છે એમ કહી શકાય.

(૧) સતી થવાનો રિવાજ દૂર કર્યો અને સતી થનાર અને સતી થવાને મદદ કરનાર બંનેને ગુન્હેગાર ગણવામાં આવતાં અને તેઓ શિક્ષાને પાત્ર લેખાતાં. (૨) તેણે ઠગ લોકો કે જેઓ પિંડારાઓ કરતાં પણ વધારે ત્રાસદાયક હતા, જેઓ લુંટફાટ ચલાવતા અને વેપારીઓને મારી નાંખતા. વળી તેઓ મુસાફરોને પણ ખૂબ પજવતા. તેઓનો બેન્ટિકે નાશ કર્યો અને પ્રજાને તેમના દુ:ખમાંથી ઉગારી. (૩) જીવતાં બળિદાનો આપવાનો રિવાજ દૂર કર્યો. (૪) રજપુતાનામાં 'દૂધ પાવાનો' રિવાજ દૂર કર્યો. આમ તેણે બાળહત્યા પણ અટકાવી.

આવી રીતે વિલિયમ બેન્ટિકે પ્રજાની સામાજિક સ્થિતિ પણ સુધારવા અથાગ શ્રમ લીધો.

વળી તેણે બીજા થોડા વધારે સુધારા પણ કર્યા છે:—

(૧) ૧૮૩૫ માં કલકત્તામાં એક Medical College સ્થાપવામાં આવી. (૨) કલકત્તા, લાહોર, દીલ્હી વગેરે જગ્યાએ ધોરી રસ્તાઓ બનાવ્યા અને આમ મુસાફરોનો ત્રાસ દૂર કર્યો. (૩) ખેતીવાડી અને ખેડુતોનાં સુખ માટે નવી નવી નહેરો ખોદાવી અને ખેતીને ઉત્તેજન આપ્યું.

આમ બેન્ટિકે અસંખ્ય અને દરેક જાતના સુધારાઓ કર્યા અને કોઇ પણ જાતનો ભેદભાવ રાખ્યા વગર પોતાની પ્રજાનું હિત સાચવ્યું. તેની કારકીર્દિ સુધારાઓથીજ ભરપુર હોઇ તે એક મહાન ગવર્નર જનરલ થઇ ગયો છે એમ કહેવું જોઇએ. આમ તેણે ગવર્નર જનરલોમાં એક ઉંચું પદ મેળવ્યું છે.

**Q. 26 Describe the terms of Afghanistan and the British power in India upto the time of Auckland.**

અફઘાનિસ્તાન અને હિંદ વચ્ચે મોટા મોટા પર્વતો અને ખીણો આવી છે. પણ હિંદમાં આવનાર દરેક ગવર્નર જનરલને અફઘાનિસ્તાન, ઇરાન, અને રશિઆની બ્હીક હતી. તેઓને હંમેશ એમજ લાગ્યા કરતું કે રશિઆ, ઇરાન અને અફઘાનો મૈત્રી બાંધી હિંદ પર ચઢી આવશે અને આથી હંમેશાં તેઓ સરહદના રાજ્યો સાથે મૈત્રી બાંધવા તત્પર રહેતાં હતાં. વળી અંગ્રેજોનો શાખો જોડે મૈત્રી બાંધવાનો ખરો અર્થ તો આ ભયમાંથી દૂર થવાનોજ હતો. અને આપણે હિંદના ઇતિહાસમાં જોયું છે કે જે કોઇ પરદેશી સત્તા હિંદમાં આવી હોય તો તે આજ રસ્તે આવી શકતી. મહમુદ ગીઝની, મહમુદ ઘોરી, તૈમુર, બાબર, નાદીરશાહ અને અહમદશાહ અબદલ્લી એ તેમના ખાસ પૂરાવા છે. તેઓએજ હિંદની પાયમાલી કરી છે.

ઇ. સ. ૧૭૪૭ માં નાદિરશાહનું ખૂન થયું અને તેથી અહમદશાહ અબદલ્લીએ એક બળવાન રાજ્ય અફઘાનિસ્તાનમાં સ્થાપ્યું. એના પછી એનો પુત્ર તૈમુરશાહ ગાદીએ આવ્યો. પણ ત્યારપછી ગાદી માટે તકરાર ઉભી થઈ. આ તકરારમાં અફઘાનિસ્તાનમાં ખૂબ અવ્યવસ્થા ફેલાઇ. ઝમાનશાહ, મહમદશાહ, અને શાહશૂજા ત્રણે જણે ગાદી માટે હકક કર્યો. તેઓએ એકબીજાને હરાવી ગાદી મેળવવા માંડી અને તેઓને પણ નાશભાગ કરવી પડી. કોઇપણ સંપીને ગાદી પર બેસી શકયું નહિ અને આખરે બીજાઓની મદદની જરૂર પડી.

વળી લગભગ ઇ. સ. ૧૮૩૪ ના અરસામાં ઇરાન અને રશિઆ જોડે સંધી થઈ. આથી અંગ્રેજો ગભરાયા. અને તેમણે રણજીતસિંહ તથા દોસ્ત મહંમદને પોતાની બાજુમાં લેવા પ્રયત્ન કરવા માંડયો.

આથી જ્યારથી કંપનીનું રાજ્ય સ્થપાયું ત્યારથીજ અંગ્રેજો અફઘાનો સાથે સુલેહ, શાંતિ અને મૈત્રી રાખવા તત્પર બનતા. અને પોતાની દોસ્તદારી કાયમ રાખવા ખટપટ કર્યે જતા હતા.

**Q. 27 Discuss the policy of Auckland & Ellenborough towards Afghanistan (B. U. 1935) or What led the English to the first Afghan War ?**

જ્યારે લોર્ડ ઓકલેંડ ગવર્નર જનરલ તરીકે હતો ત્યારે લોર્ડ પામર્સ્ટન મુખ્ય પ્રધાન હતો. તેની ઇચ્છા રશિઆનું જોર ઓછું કરવાની હતી. આથી ઓકલેંડે પંજાબ, અફઘાનિસ્તાન, અને ઇરાન સાથે મિત્રાચારી બાંધવાનો વિચાર કર્યો પંજાબ રણજીતસિંહના સમયને લીધે તો અંગ્રેજોનું મિત્ર હતુંજ પણ ઇરાન અને રશિઆ બંને પણ મળી ગયાં હતાં. આથી ખરી સ્થિતિ અફઘાનિસ્તાનની હતી.

તેણે એક એલચીને અફઘાનિસ્તાન મોકલ્યો. પણ તેનું પરિણામ કાંઇજ ન આવ્યું. આથી અંગ્રેજો ગભરાયા અને લાગ્યું કે રશિઆ અને અફઘાનિસ્તાન ભેગાં થઇ જવાનાં.

તેથી ઓકલેંડે પદભ્રષ્ટ શાહશુજા, અને રણજીત સાથે સંધી કરી અને શાહશુજાને ગાદી અપાવવાનું કામ હાથ પર લીધું. શાહશુજાનો પક્ષ લઇ અંગ્રેજોએ અફઘાનિસ્તાન પર ચઢાઇ કરી અને ગાદી સર કરી. શાહશુજાને ગાદી પર બેસાડયો. દોસ્ત મહંમદ નાશી ગયો. શાહશુજા ઘરડો હોવાથી પ્રજાનો વિશ્વાસ મેળવી શકયો નહિ. આથી પ્રજામાં ઘણો અસંતોષ ફેલાયો. અને ત્યાંના રેસિડન્ટે આ બધી ચળવળનું ધ્યાન ખેંચ્યું. દોસ્ત મહંમદનો પુત્ર અકબરખાન પોતાના પિતાની ગાદી મેળવવા તત્પર થયો. તેણે એક બંડ જગાવ્યું અને અંગ્રેજોને પજવ્યા. તેથી સેનાનાયક એલ્ફિન્સ્ટને સંધિ કરી અને અફઘાનિસ્તાન છોડી જવાની કબુલાત આપી. પણ આ સંધિથી તેઓ હિંદમાં આવતા હતા ત્યારે અકબરખાંએ પોતાનું વચન તોડ્યું અને તેમને પાછા ફરતા હતા ત્યારે નિર્દય રીતે મારી નાંખ્યા. આવી નિર્દય કતલમાંથી ફકત બચેલો અને આ દુઃખદ અને શોકભરેલો સંદેશો પહોંચાડનાર ડૉ. બ્રાઇડનજ હતો જેણે હિંદ આવી સર્વે વાતોથી કંપની સરકારને વાકેફગાર બનાવી.

આવા ખરાબ સંજોગોવશાત્ લોર્ડ ઓકલેંડ ગભરાઈ ગયો અને પાર્લામેન્ટ પણ તેના પર નાખુશ થઈ હતી એટલે ઇ. સ. ૧૮૪૨ માં હિંદ છોડી તે સ્વદેશ ચાલ્યો ગયો.

ઓકલેંડ ગયો અને લોર્ડ એલેનબરો આવ્યો. તેણે ગવર્નર જનરલનું સ્થાન લીધું. તેણે તે સ્થાને આવતાં જ નક્કી કર્યું કે જે કીર્તિ લોર્ડ ઓકલેંડના સમયમાં અંગ્રેજોએ ગુમાવી હતી તે પાછી મેળવવી. ૧૮૩૯ માં રણજીતસિંહનું મૃત્યુ થયું. અને ૧૮૪૨ માં શાહશુજાનું ખુન થયું આથી અંગ્રેજો છુટયા. તેમને કોઈને પણ મદદ કરવાની જરૂર દેખાઇ નહિ.

પણ અફઘાનિસ્તાનમાં અંગ્રેજ સૈન્યને છોડાવવાનું હતું. તેઓના ત્રણ ચાર સંઘો ત્યાં ઘેરાઇ ગયાં હતાં ઘણા અંગ્રેજોને અફઘાનોએ કેદ કર્યા હતા. અને આમ એલનબરો અફઘાનિસ્તાન સાથે યુદ્ધ ન જાળવે તો પાલવે તેમ હતું નહિ તેણે પોલોક અને નોટની સરદારી હેઠળ એક લશ્કર કાબુલ મોકલ્યું. તેઓએ કાબુલ જઈ અંગ્રેજ કેદીઓને છોડાવ્યા. તેમનું કાબુલનું બજાર લુંટયું, ગિઝનીનો કિલ્લો જમીન ભેગો કર્યો અને ત્યાંના કોઇ પણ જાતની દરકાર કર્યા વિના તેઓ ત્યાંથી પાછા ફર્યા

દોસ્ત મહંમદ ફરી આવ્યો અને તેણે અફઘાનિસ્તાનની ગાદી મેળવી અને પોતાની મેળે સ્વેચ્છા મુજબ રાજ્ય કરવા માંડયું.

એલેનબરોએ તો પોતે રાજ્યની અંદરના ખટપટોમાં માથું મારવાનું છોડી દીધું અને આમ તેણે અફઘાનિસ્તાનની ભાંજગડ જવા દઇ પોતાનો માર્ગ મોકળો કર્યો.

લોર્ડ ઓકલેંડે અફઘાનિસ્તાન સાથે મૈત્રી બાંધવા પ્રયત્ન કર્યો, જ્યારે એલેનબરોએ એ મૈત્રીની જરાપણ દરકાર ન કરી. ઓકલેંડે જે યુદ્ધ શરૂ કર્યું હતું અને જેમાં અંગ્રેજોએ ઘણી જ પ્રતિષ્ઠા ગૂમાવી હતી તે યુદ્ધનો અંત એલેનબરોએ સરળતાથી તટસ્થ રહી મેળવ્યો. આમ તેઓની રાજ્યનીતિ એક બીજાથી તદ્દન જૂદા પ્રકારની હતી.

## Q. 28 'Annexation of Sindh.'

અફઘાનિસ્તાનની લડાઈ પૂરી થતાં બીજી એક લડાઈ ઉભી થઈ. ૧૮૩૦ સુધી સિંધ પ્રાંત તરફ કોઇની પણ દ્રષ્ટિ ગઇ ન્હોતી. પણ અંગ્રેજોએ લગભગ આખો દેશ કબજે કર્યો અને કાંઇ વધારો ન રહ્યો ત્યારે તેઓની દાનત સિંધ તરફ બગડી. ૧૮૩૨ માં સિંધના અમીરોએ અંગ્રેજો સાથે એક સંધિ કરી અને સિંધ પ્રાંતની નદીઓ તથા બંદરોનો ઉપયોગ ફક્ત વેપાર માટેજ કરવાની છૂટ આપી. તેઓ એ નદીઓનો ઉપયોગ લશ્કરી તથા લડાઇના કામ માટે કરી શકે નહિ એવું ખાસ ઠર્યું હતું. પણ આ તો આગળી આપવાથી અમીરોનો પ્હોંચો પકડાઇ જવાનો પ્રસંગ આવ્યો. ૧૮૪૩ના અરસામાં સિંધના અમીરો દૂર્બળ થયા હતા અને તેઓમાં કાંઇ દમ દેખાતો ન હોવાને લીધે અંગ્રેજોએ એક નવીન પગલું ભરવાનો વિચાર કર્યો. તેમણે અફઘાનિસ્તાનની લડાઈ વેળા સિંધના પ્રદેશનો ઉપયોગ લશ્કર માટે કરવા માંડયો. આથી અમીરો ખીજવાયા. પણ તેઓ કાંઇ કરી શકયા નહિ. વળી અંગ્રેજોએ એક લશ્કર સિંધને છેડે રાખ્યું અને તેનો ખર્ચ આપવા અમીરોને કહ્યું અને અમીરોને સમજાવી સંધિ પત્રક પર સહી કરાવી લીધી. પણ આ તે અમીરોના અનુયાયીઓને ગમ્યું નહિ અને કમીશ્નરને પજવ્યો. આથી સર ચાર્લ્સ નેપિયર પોતાનું સૈન્ય લઈ મીઆની ગામ જે હૈદ્રાબાદ પાસે આવેલું છે ત્યાં આવી પહોંચ્યો. અમીરનું સૈન્ય ત્યાં મળ્યું. અમીરનું લશ્કર બહુ મોટું હતું છતાં સર નેપિયરે પોતાની બાહોશીથી તેમને હરાવ્યા અને બળવાખોરોનું કાંઇ પણ ચાલ્યું નહિ. તેઓ અંગ્રેજોને શરણે થયા અને પછી બીજા અમીરોને પણ હરાવવામાં આવ્યા. યુદ્ધ પુરૂં થયું એટલે સીંધ પ્રાંત ખાલસા કરવામાં આવ્યો અને તે પ્રાંતને અંગ્રેજી રાજ્ય જોડે જોડી દેવામાં આવ્યું. આમ તેઓએ સિંધ પ્રાંત બળજબરીથી પોતાના વેપાર અને રાજ્ય કારણુને ફાયદો થાય તેજ વિચારે જીત્યું હતું.

Q. 29 How did the English acquire 'The Punjab?'

આપણે આગળ શીખોનો ઇતિહાસ જોઇ ગયા છે. તેમાં રણજીતસિંહે અંગ્રેજોની મિત્રતા કેમ કરી તે પણ જોયું છે. વળી રણજીતસિંહ ૧૮૩૯ માં મરણ પામ્યો અને 'દીવા પાછળ અંધારૂં' એ કહેવતને આધારે તેના મરણ પછી રાજ્યમાં ચોમેર અંધારૂં ફેલાયું. રાજ્યની લગામ સૈનિકોના હાથમાં ગઇ એમ કહેવામાં કાંઇ ખોટું નથી. વળી રણજીતસિંહનો પુત્ર ધુલિપસિંહ રાજા હતો. તેની મા તે નાનો હોવાથી રાજ્યકારણ પર દેખરેખ રાખતી હતી છતાં સેનાનાયક રાણીનું કહ્યું માનતો ન હતો. લશ્કરે નિરંકુશ બની અંગ્રેજી રાજ્યના વિસ્તારમાં લૂંટફાટ ચલાવી અને રાણીએ તેને સંમતિ આપી. આ લોકોની ચળવળને લીધે ગવર્નર જનરલને વહેમ આવ્યો. શીખ લોકોનાં લશ્કરે સતલજ નદી ઓળંગી અને ફિરોજપુર પાસે મુકામ નાખ્યો. અંગ્રેજ સૈન્ય ત્યાં આવ્યું અને આખરે અંગ્રેજ તથા શીખોની મૈત્રી તૂટી અને ખૂનખાર લડાઇ ચાલી. તેઓએ એક બીજાનાં માણસોનો ઘાણ કાઢી નાખ્યો અને એમાં બંને બાજુએ ઘણાં માણસો મરણ પામ્યાં. પણ આખરે અંગ્રેજી સૈન્ય જીત્યું. પણ આ વિજય કાંઇ બહુ મોટો ન હતો. છતાં લડાઇ વધુ ચાલી અને આખરે શીખોએ અપમાનજનક સંધિ કબુલ કરી. તેઓએ લડાઇના ખર્ચ પેટે થોડો પ્રદેશ અને પુષ્કળ પૈસા આપ્યા. તેઓનાં સૈન્યની સંખ્યા ઘટાડી તે પર અંકુશ મુકવામાં આવ્યો. તેઓ અમુકથી વધારે તોપો રાખી ન શકે એવું ઠરાવ્યું. આમ તેઓની સત્તા પર દાબ મુકવામાં આવ્યો. પછી લગભગ ત્રણ વર્ષ રહીને ઇ. સ. ૧૮૪૯ માં પાછું છમકલું થયું. તેમાં શીખ લશ્કર ફરી હાર્યું. તેઓ અંગ્રેજોને શરણે આવ્યા અને તેમનો પ્રાંત ખાલસા કરવામાં આવ્યો. ધુલિપસિંહને વર્ષાસન બાંધી આપવામાં આવ્યું. આમ પંજાબના સિંહના મૃત્યુ પછી શીખ સત્તાનો મૃત્યુઘંટ વાગતાં વાર ન લાગી. આ લડાઇથી અંગ્રેજોને જગવિખ્યાત કોહિનુર મળ્યો.

## Q. 30 Describe the reforms of Sir Henry Hardinge and show his struggle with the Sikhs.

સર હેન્રી હાર્ડિંજ ગવર્નર જનરલ તરીકે આવ્યો ત્યારે તેનો વિચાર દેશમાં સુધારા કરવાનો હતો. પણ તેના ટુંક સમય દરમ્યાન તેણે થોડા ઘણા સુધારા કર્યા તે નીચે મુજબ છે.

(૧) રેલ્વેનું બાંધકામ આગળ ચલાવ્યું અને રેલ્વેને ઉત્તેજન આપ્યું.

(૨) સૈન્યમાં સંખ્યા ઘટાડી અને તેમના પગાર પર કાપ મુકયો.

(૩) હિંદીઓને પહેલાં કરતાં વધુ પસંદગી આપવામાં આવી.

(૪) નહેરનું ખોદકામ આગળ ધપાવીને ખેતીવાડી તથા ખેડુતોનું જિવન સરળ બનાવવા બનતા પ્રયાસ કર્યા.

(૫) બાળહત્યા નાબુદ કરી

(૬) ઓફિસોમાં રવિવારને દિવસે રજા આપવાની પ્રથા ચાલુ કરી.

(૭) મીઠા પરના કરમાં ઘટાડો કર્યો.

આમ તેણે થોડા ઘણા સુધારા કર્યા કે જે વિલિયમ બેન્ટીકના વખતમાં પૂર્ણ થયા ન હતા. અને તેને વધારે સુધારા કરવાનો અવકાશ મળે તે પહેલાં તેને શીખો સાથે લડાઈમાં ઉતરવું પડયું. અને આમ તેનું સુધારાનું કામ પડતું મુકાયું.

( શીખો સાથેના વિગ્રહ માટે સવાલ ૨૯ મો જુઓ )

## Q. 31 What do you know of the annexation policy of Dalhousie? ( B. U. 1929. )

**or**

## Write short notes on the Policy of Lapse.

વેલેસ્લીએ પોતાનું જે કામ અધુરૂં મુકયું હતું તે પુરૂં કરવાની ફરજ લોર્ડ ડેલ્હાઉસીને પડી. અંગ્રેજી રાજ્યને સર્વોપરિ બનાવવામાં સમર્થ થએલા સઘળા ગવર્નર જનરલોમાં લોર્ડ ડેલ્હાઉસી સૌથી ઉંચું સ્થાન પામ્યો

છે. તે દેશી રાજ્યોને પોતાને શરણે લાવવા માંગતો ન્હોતો પણ તેનો વિચાર તો તે રાજ્યોને પોતાના રાજ્ય જોડે જોડીજ દેવાનો હતો. જો એ બધાં રાજ્યો જોડાઇ જાય તો લોકો સુખ અને આબાદી ભોગવે એમ તેને લાગતું હતું. વેલેસ્લીના વખતમાં દેશી રાજ્યો ફક્ત અંગ્રેજ રાજ્યની દેખરેખ નીચેજ આવ્યાં હતાં છતાં તેઓ રાજ્ય તરીકે તો જુદાંજ હતાં. તેણે તે રાજ્યોને નાબુદ કરવાનો વિચાર રાખ્યો ન હતો. ડેલ્હાઉસીનો વિચાર જુદાજ પ્રકારનો હતો તેના વિચાર મુજબ તે પોતેજ તે રાજ્યનો માલિક બનવા ચાહતો હતો આથી તેણે એક નવી પદ્ધતિને જન્મ આપ્યો કે જે પદ્ધતિની રૂએ તેણે બ્રિટિશ સામ્રાજ્યનો પાયો મજબુત કર્યો અને વધાર્યો.

**ખાલસા પદ્ધતિ:**—(૧) સહાયકારી યોજનાના આશ્રયવાળો જો કોઈ પણ દેશી રાજા મરણ પામે અને તેને સંતાન ન હોય તો તેઓ દત્તક લઇ શકે. પણ તે દત્તક પુત્રને ખાનગીજ મિલ્કત મળશે. ગાદી માટે દત્તક-પુત્ર લેવો હોય તો તેમણે સાર્વભૌમ અને તેમને મદદ કરનારી એવી અંગ્રેજ સરકારની પરવાનગી મેળવવી અને જો તેઓ પરવાનગી મેળવે તોજ તેને તે રાજ્યના રાજા તરીકે સ્વીકારવામાં આવશે. દત્તક લેવાની પરવાનગી આપવી કે નહિ તે કંપની સરકારની ઇચ્છાને આધિન છે. તેઓને યોગ્ય લાગે તો રજા આપે અને જો યોગ્ય ન લાગે તો તેઓ ના પણ પાડે. (૨) કોઈ પણ રાજા અપુત્ર મરણ પામે તો તેનું રાજ્ય અંગ્રેજ સરકાર ખાલસા કરશે એવું ઠર્યું. (૩) જો પોતાના રાજ્યમાં અવ્યવસ્થા અને અંધાધુંધી માલમ પડશે તો તે રાજ્ય ખાલસા કરવાનો અધિકાર અંગ્રેજ સરકારને છે. (૪) યોગ્ય રીતે વર્ષાસન લેતા રાજાઓનું વર્ષાસન બંધ કરવાનો અધિકાર અંગ્રેજોનો છે. આમ ડેલ્હાઉસીએ આ નવી પદ્ધતિ અમલમાં મુકી અને તેના મુખમાં એક પછી એક દેશી રાજ્યોને નાંખવાં માંડયાં.

આ પદ્ધતિને આધારે ખાલસા થએલાં. દેશી રાજ્યો :—

(૧) ઝાંસી, સતારા, સંબલપુર વગેરે રાજ્યોના દત્તકો નામંજૂર કરવામા આવ્યા હતા.

(૨) આર્કટ. તંજાવર, નાગપુર વગેરેના રાજાઓ અપુત્ર મરણ પામ્યા હતા.

(૩) અયોધ્યા, ખૈરપુર વગેરે રાજ્યોમાં અંધાધુંધી ચાલતી હોવાથી તેઓનાં રાજ્યો ખાલસા થયાં

(૪) નિઝામનો વરાડ પ્રાંત પણ લઇ લેવામાં આવ્યો હતો.

વળી એમ્હર્સ્ટના સમયમાં ઈ. સ. ૧૮૨૬ માં બ્રહ્મદેશ સાથે સુલેહ કરવામાં આવી હતી. તેનાથી ત્યાં એક અંગ્રેજ રેસિડન્ટ રહેતો હતો. આ રેસિડન્ટનું તેઓએ અપમાન કર્યું. તેઓએ પેન્ડાબુના કરાર પાળ્યા નહિ આથી ગવર્નર જનરલે લડાઇની તૈયારી કરી અને તેઓને હરાવ્યા. તેઓનો દક્ષિણ બ્રહ્મદેશનો વિભાગ તેમણે કબજે કર્યો અને તે પ્રાંતને ખાલસા કર્યો. આ પ્રાંતને લીધે તેઓને રંગૂન જેવાં મોટાં બંદરો મળ્યાં અને ઘણીજ ખનીજ વસ્તુઓનો લાભ થયો.

Q. 32 Give a short account of the administration of Lord Dalhousie with special reference to his reforms. ( B. U. 1933 ).

ડેલ્હાઉસીના અમલના મુખ્ય બનાવો નીચે મૂજબ કહી શકાય.

(૧) યુધ્ધો. (૨) ખાલસા–પદ્ધતિ અને તેનો અમલ. (૩) સુધારા.

(૧) યુધ્ધોઃ—(૧) શીખ લોકો સાથે યુદ્ધ.

(૨) બ્રહ્મી વિગ્રહ બીજો

(૧) માટે સવાલ ૨૯ નો છેલ્લો ભાગ જૂઓ.

(૨) માટે સવાલ ૩૧ નો બીજો ભાગ જૂઓ.

(૨) ખાલસા પદ્ધતિ અને તેના ઉપયોગ માટે સવાલ ૩૧મો જૂઓ.

(૩) સુધારા માટે સવાલ ૩૩ મો જૂઓ.

Q. 33 Mention the reforms of Lord Dalhousie :–

લોર્ડ ડેલ્હાઉસીનો અમલ ઘણો અગત્યનો છે. તેણે તેના અમલ દરમ્યાન હિંદને ઘણાજ સારા પાયા પર પહોંચાડયું હતું. તેણે અંગ્રેજી રાજ્યનો વિસ્તાર કરવાનું નક્કી કરી ગમે તેવાં કારણો બતાવી દેશી

રાજ્યો ખાલસા કર્યાં. અંગ્રેજોના પ્રદેશો પહેલાં એકધારા ન હતા પણ છુટાછવાયા હતા. આથી તેણે ખાલસા પદ્ધતિનો અમલ કરી વચ્ચેના સંસ્થાનો સર કર્યાં. આ સંસ્થાનોનાં જોડાણથી આગગાડી, તાર, ટપાલ, વગેરે ઉપયોગી સુધારા કરતાં તેને બહુ હરકત નડી ન હતી.

**કેળવણી :**–તેણે કેળવણીને લગતા સુધારા કર્યા. સને ૧૮૫૪ની Charles Wood યોજના પ્રમાણે પ્રાથમિક શાળાથી માંડી કોલેજો સુધીની યોજના સરકારે પોતાના હાથમાં લઇ દર વર્ષે શાળાઓમાં વધારો કરવા માંડયો. ગ્રાંટ આપવાની પ્રથા ચાલુ કરી.

**તાર અને રેલ્વે બાબતના :**–(૧) ૧૮૫૪ માં નાની રેલ્વે લાઇન શરૂ કરી. રેલ્વેથી વેપાર ઉદ્યોગને ફાયદો થયો અને બે શહેરો વચ્ચેનું અંતર ઘટયું એમ કહી શકાય. (૨) તેણે સાથે સાથે તારની પણ વ્યવસ્થા કરી અને આથી દેશના વેપારને બહુજ ફાયદો થયો. લોકોનો વ્યવહાર વધ્યો. તેઓનો વેપાર સરળ અને ભય વગરનો બન્યો.

**બીજા સુધારા :**–(૧) પોસ્ટનો દર અડધો આનો કરવામાં આવ્યો. (૨) તેણે Public Works Department ખોલ્યું અને ગંગા તથા જમના નદીની નહેરો ખોદાવી, મોટી મોટી સડકો બંધાવી તેમજ કલકત્તાથી પંજાબ સુધીનો ધોરી રસ્તો બંધાવ્યો. (૩) હાલના જમાનાની રાજ્ય પદ્ધતિનો અમલ તેણે શરૂ કર્યો. તેણે કારોબારીના સભ્યોને રાજતંત્રનાં જુદાં જુદાં ખાતાંઓ પાડી, જુદાં જુદાં ખાતાંઓ સોંપ્યાં અને આથી દરેક ખાતાં પર ધ્યાન રાખવાનું સરળ બન્યું.

(૪) બંગાળા પર દેખરેખ રાખવાને એક ગવર્નરની નીમણુક કરી.

(૫) I. C. S. (Indian Civil Service) માટે હિંદીઓને જવાની પરવાનગી આપવામાં આવી અને તેઓને જવાબદારી ભરેલી જગ્યાઓ પણ મળવા માંડી.

(૬) ધારાસભાની શરૂઆત કરવામાં આવી.

આમ તે લોકોને માટે ઘણા સુધારા કરવા શક્તિમાન થયો.

ડેલ્હાઉસીએ ફક્ત રાજ્યનો વિસ્તાર જ નથી કર્યો પણ તેણે રાજ્યમાં વ્યવસ્થા કરી અને નવા નવા સુધારાઓ દાખલ કરી લોકોની સુખાકારી વધારવા પોતાનો બનતો પ્રયાસ કર્યો છે.

આમ તેણે કંપની સરકાર તથા પ્રજાને ઘણોજ મોટો ફાયદો કર્યો છે. તેણે પ્રજાને નવાયુગને લાયક એવાં સાધનો પુરાં પાડયાં છે. અને આમ તે પ્રજાનો માનીતો પણ બન્યો હતો. પણ તે સને ૧૮૫૫ માં હિંદ છોડી સ્વદેશ ચાલ્યો ગયો અને પોતાની ઉજ્જ્વળ કારકીર્દિ હિંદના ઇતિહાસમાં ચીતરતો ગયો

Q. 34. What do you know about the annexation policy and the reforms of Dalhousie? (B. U. 1929)

See Questions 31 & 33.

Q. 35 Show how Dalhousie brought the English to the supreme power all over India?

See Question No. 31

Q. 36 What place did Dalhousie got among the Governor Generals of India? How & why?

See Questions 31 & 32.

Q. 37 State the causes of the Indian Mutiny (1857 A. D.)?

લોર્ડ કેનિંગના વખતમાં જે બળવો થયો તે બળવાનું કારણ કાંઇ નાનું ન હતું. તે બળવાનાં કારણ કાંઇ ગૂઢ હતાં. દરેક પ્રકારનાં કારણો ભેગાં મળ્યાં અને ધુંધવાતો અગ્નિ પ્રજવળી ઉઠ્યો.

લોર્ડ કેનિંગ જ્યારે હિંદમાં આવવાની તૈયારી કરતો હતો ત્યારેજ તેણે નીચેના શબ્દો ઉચ્ચાર્યાં હતા. "હિંદ જો કે શાંત દેખાય છે છતાં આપણે ભુલવું ન જોઇએ કે કોઇપણ વખતે એકાએક એકાદ સંકટનું

વાદળ ઉભું થશે. જો કે શરૂઆતમાં તો તે ઘણું નાનું હશે પરંતુ રફતે રફતે એટલું વધી જશે કે આપણા હિંદ મધ્યેના અસ્તિત્વને ડામાડોળ સ્થિતિમાં નાંખી દેશે! બધા પ્રયત્ન કરવા છતાં એકાદ ફટકો મારવો પડશે અને તે પણ એવો મારવો કે જેથી તે વાદળાં તરતજ વિખરાઇ જાય અને ફરી પરિણામ ચોકકસ બને!'

બળવાના મુખ્ય ત્રણ પ્રકારના કારણો હતાં.

( ૧ ) રાજકીય ( ૨ ) સામાજિક અને ધાર્મિક ( ૩ ) લશ્કરી.

**રાજકીય**:–લોર્ડ ડેલ્હાઉસીએ વિશાળ રાજ્યો ખાલસા કરવામાં જે ઝપાટો માર્યો તેથી એવી છાપ પડી હતી કે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીને આખું હિંદ ગળી જવું છે. અને એ હેતુ પાર પાડવા માટે કરારો અને દેશના કાયદાકાનુનોને ધોળ પીતાં એને કોઇ જાતનો સંકોચ નથી. લોકોનાં મન અસ્વસ્થ બન્યાં હતાં અને બળવાના આગેવાનોએ પરદેશી રાજ્યકર્તાના વિશ્વાસઘાતીપણા માટે ઢંઢેરા પિટાવ્યા હતા. દેશી લોકો અંગ્રેજોને પારકા દેશમાં પ્રવેશ કરનાર અપરાધીજ માને છે. અયોધ્યાનો પ્રાંત ખાલસા કરવાથી આ લાગણી વધારે તીવ્ર બની હતી. હિંદી લોકોની જૂની ઢબનો નાશ કરી બધે ઠેકાણે યુરોપીયન ઢબનો ફેલાવો કરવા પોષ્ટ, આગગાડી, તારયંત્ર વગેરે સુધારા કરવામાં આવ્યા છે એમ તે વખતની પ્રજા માનતી હતી. આમ બળવામાં ભાગ લેનારા માણસોમાં રાજકીય કારણથી ભાગ લેવાની ઇચ્છા રાખનારાઓમાં ખાસ કરીને રાજારજવાડાઓ, અને અભણ લોકોજ હતા. આમ રાજકીય કારણ બનવાનું એક બહુજ મોટું કારણ બન્યું.

**સામાજિક તથા ધાર્મિક કારણો:—**

અંગ્રેજ લોકોએ હિંદમાં આવી ફક્ત રાજકીય બાબતમાં માથું માર્યું નહિ પણ હિંદની પ્રજાની સામાજિક અને ધાર્મિક બાબતોમાં પણ માથું મારવા માંડયું. રાજકીય કારણોને લીધે પ્રજા ઉશ્કેરાઇ હતી. વળી આજ અરસામાં ખ્રિસ્તી ધર્મોપદેશ કરવા પાદરીઓ ફરતા હતા. આથી લોકોને લાગ્યું કે તેઓ હિંદુસ્તાનને ખ્રિસ્તિ દેશ બનાવી

દેશી. નવા નવા સુધારાઓએ પણ પ્રજાનું મન દુભાવ્યું. વિધવાને ફરી પરણવાની છૂટ આપવામાં આવી. આ વિચારોથી રૂઢીચુસ્તો ઉશ્કેરાઈ ગયા. વળી પાશ્ચિમાત્ય કેળવણી, રેલ્વે, ટેલીગ્રાફ વગેરે સુધારા હિંદીઓને ગુલામ બનાવવા માટે છે એવા વિચારોનો ફેલાવો કરવામાં આવ્યો હતો. આવા બનાવોથી લોકો ગભરાયા અને તેઓની સામે માથું ઉંચકવા તૈયાર થયા. વળી કોઇએ એક વર્તારો બહાર પાડયો કે અંગ્રેજોનું રાજ્ય સો વરસ ટકવાનું છે. એટલે તેનો અંત આવશે એમ ધારી લોકો વધારે ચગ્યા. આમ હિંદની દરેક પ્રજામાં અસંતોષ જાગ્યો અને બળવામાં સાથ આપવા તત્પર થઇ.

**લશ્કરી કારણો:**—૧૮૫૭ના બળવાની ચળવળ કેટલે દરજ્જે લોકપ્રિય હતી, યથાર્થ સ્વાતંત્ર્યયુદ્ધની હતી અથવા તો અંગ્રેજી ઇતિહાસોમાં દર્શાવવામાં આવે છે એમ કેવળ **લશ્કરી બંડરૂપ** હતી તે અણઉકેલ્યો કોયડોજ છે.

ડીઝરાયેલી કહે છે કે "બંગાળના લશ્કરના બળવાખોરો પોતાના ધંધાને અંગેની ફરિયાદોનું વેર વાળનાર હતા. એનાં કરતાં તેઓ સર્વ સામાન્ય અસંતોષના પ્રકાશકો હતા. આપણા શાસનનો પ્રાચિન નિયમ પ્રજાના પ્રજાતત્વને માન આપવાનો હતો. પરંતુ હિંદી સરકારે છેલ્લાં કેટલાંક વર્ષોથી લગભગ પ્રત્યેક વગદાર વર્ગને વિમુખ કર્યો હતો યા તો ભડકાવ્યો હતો." બળવાનું બીજું તાત્કાળિક કારણ ચરબીવાળાં કારતૂસો હતાં. સિપાઇઓના મનમાં અસંતોષ ફેલાયો હતો. તેઓને હિંદની બહાર પણ લડવા મોકલતા અને આમ તેઓને ધાર્મિક બાધ નડતો હતો. તેઓના ભથ્થામાં ઘટાડો કર્યો હતો. તેઓના નિયમો પર ભારે દાબ રહેતો હતો. તેઓ પર જૂલ્મી નિયમોનું બંધન નાખવામાં આવ્યું હતું. આમ બીજી ઘણીએ રીતે લશ્કરી માણસોનાં મન નીચાં પડયાં હતાં. તેઓ અંદરથી બહુજ ચીઢવાયેલાં હતાં.

વળી જ્યારે કારતુસોની વાત આવી અને તેના પર ગાય કે ડુક્કરની ચરબી લગાડવામાં આવે છે એમ જાણ્યું ત્યારે તેઓએ

ખુલ્લો વિરોધ કર્યો. તેમને લાગ્યું કે તેઓનો વિચાર સૈનિકોને વટલાવવાનો હતો. આ બળવાનાં કારણો અને બળવો કેનિંગના વખતમાં થયાં પણ તેનાં મૂળ ડેલ્હાઉસીના વખતમાં હતાં.

સ્મીથના શબ્દોમાં કહીએ તો 'બળવો પ્રાચિનનો અર્વાચિન સામે હતો. હિંદી રૂઢીસુરતોનો અંગ્રેજી અને નવી ઢબના સુધારા પ્રત્યેનો હતો.'

Note:—છતાં આખા બળવાનો ખ્યાલ લાવવા માટે વિદ્યાર્થીઓએ "૧૮૫૭" ના બળવાની બીજી બાજૂ વાંચવાની જરૂર છે. તેઓ એમાંથી ખરૂં સત્ય સમજી શકશે અને તેઓને આવા બળવાનો બનાવ સરળ રીતે સમજાશે. આ પુસ્તક જપ્ત થયેલું હતું માટે મળવું મુસ્કેલ છે.

Edward Thomson લખે છે કે "બળવામાં લડનાર હિંદી સ્ત્રીઓમાં ઝાંસીની રાણી કે તેની બ્હેન કોઇપણ રીતે એકલી કે રડીખડી ન હતી. અને તિરસ્કારની જે તિવ્રતાએ સ્ત્રીઓને—અરે હિંદી સ્ત્રીઓને પણ—આપણી સામે હથિયાર ઉગામવા પ્રેરી એને વિષે આપણે સાચી રીતે વાકેફગાર થવા ચ્હાઇએ છીએ કે કેમ એ સવાલ આપણે આપણી જાતને એક દિવસ પૂછવો પડશે."

આજ આમ થયેલા બળવાનું રહસ્ય બતાવે છે. બળવાનાં કારણો પક્ષાપક્ષીને લઇને જૂદા જૂદા ઇતિહાસકારો જૂદાં જૂદાં વર્ણવે છે. છતાં આપણે જો બધીજ જાતનાં કારણો અને સંજોગોનું ધ્યાનપૂર્વક નિરિક્ષણ કરીએ તો સમજાશે કે બળવો કેટલો ભયંકર હોવો જોઇએ કે જે બળવામાં સ્ત્રીઓ પણ ભાગ લેવા પ્રેરાઇ હતી.

## Q. 38 How was the mutiny encouraged by the Indians and what were its effects?

બંગાળામાં બળવાની શરૂઆત થઇ. તેઓએ જાનેવારીમાં નાનાં નાનાં છમકલાં કર્યાં. તેના તણખા આજુબાજુ ઉડવા માંડ્યા. દીલ્હી, આગ્રા, મીરત વગેરે પ્રદેશોમાં ઉડ્યા.

જ્યાં જ્યાં છમકલાં થવા માંડ્યાં ત્યાં ત્યાં કંપની સરકારે લશ્કરનાં માણસો પર દાબ રાખવા માંડ્યો અને શિક્ષા કરવા માંડી.

મિરતમાં સૈનિકોએ કારતુસ વાપરવાની ના પાડી આથી તેઓને પકડયા. કાનપુરમાં નાના સાહેબે સરદારી લીધી.

આમ જ્યાં જ્યાં અંગ્રેજો દેખાવા લાગ્યા ત્યાં ત્યાં દેશી સિપાઇઓએ તેમનાં ખુન કરવા માંડયાં આમ એક માસમાં તો બળવો પૂર જોસમાં આવી લાગ્યો.

મીરતના બળવાખોરોને દીલ્હી તથા કાનપુરના બળવાખોરોએ સાથ આપ્યો. બહાદુરશાહને પણ સાથે લીધો અને લાંચરૂશ્વત ચાલુ કરી લોકોને પણ બળવામાં ભાગ લેવા ઉશ્કેર્યા.

નાના સાહેબને પેશ્વા બનાવવામાં આવ્યો. તે તેઓનો નેતા બન્યો. પણ કર્નલ નેઇલ અને હેવલોકે તેને હરાવ્યો.

અયોધ્યાને ખાલસા કરવામાં આવ્યું હતું. આથી પ્રજા ચીડવાઇ હતી. તેઓએ પણ સાથ આપ્યો. મોટા મોટા જમીનદારોની જમીન લઇ લેવામાં આવી હતી. હજારો સૈનીકોને કાઢી મૂકવામાં આવ્યા હતા. આથી તેઓ સાથે લડાઇ ચાલી અને તાત્યાટોપી લખનૌ આગળ હાર્યો. આમ અહીં પણ બળવો સમ્યો.

વળી ડેલ્હાઉસીએ તેના સમયમાં ઘણું મોટું લશ્કર ઉભું કર્યું હતું. આ લશ્કર નિરંકુશ બનવાથી તેણે તે બળવામાં ભાગ લીધો અને અંગ્રેજો વિરૂદ્ધ ઝૂંબેશ ઉઠાવી.

ઝાંસીની પ્રખ્યાત રાણી લક્ષ્મીબાઇ અને તેની બ્હેન પણ આ બાબતમાં દાખલ થઇ. લક્ષ્મીબાઇને દત્તક પુત્ર લેવાને નાકબુલ કરી હતી. તેનું રાજ્ય ખાલસા કરવામાં આવ્યું હતું. છતાં તેણે દત્તક પુત્રને ગાદીએ બેસાડી આ લડાઇ આગળ ચલાવી.

દેશી લશ્કરે તો બળવાને સાથ આપ્યો. અને તેઓનું અંગ્રેજી લશ્કર ઓછું અને છુટું છવાયેલું હોવાથી દરેક જગ્યાએ બળવો સમાવવાનું કામ ભારે પડયું. પણ ગમે તેમ કરી તેઓએ તે બળવાને સમાવવા બનતા પ્રયત્નો કર્યા અને પોતાના જાનના જોખમે સંકટનાં-વાદળાં વિખેરવા બનતો પ્રયાસ કર્યો. અને ઘણે અંશે તે દૂર પણ થયો.

આ બળવામાં શીખો અને ગુરખાઓએ વફાદારી બતાવી ઘણીજ મદદ કરી છે. આમ આ બળવો કેનિંગના શબ્દો પ્રમાણે બહુજ ભયંકર હતો અને આવા ભયંકર બળવાને અંગ્રેજ સરકારે પોતાની બાહોશીથી દાબી દીધો.

બળવાનો અંત કેવી રીતે આવ્યો એ બાબત ટુંકમાં આપણે જોઇશું. અંગ્રેજી સૈન્યની જરૂરીઆત વધવા માંડી અને પરદેશથી પુષ્કળ લશ્કર આવવા માંડયું. બળવાખોરોના આગેવાનો નાશી ગયા અને આથી બળવાખોરો ધીરા પડયા. અંગ્રેજોએ દેશીઓની અને દેશીઓએ અંગ્રેજોની નિર્દય કતલ ચલાવી કે જેને લીધે લોકોનાં હૃદય કંપવા લાગ્યાં શીખોએ અને ગુરખાઓએ દેશીઓને મદદ ન કરી.

**બળવાની અસરો:—**

આ બળવાથી હિંદના રાજ્ય પ્રકરણમાં બહુજ ફેરફારો થયા. અત્યાર સુધી જે સત્તા કંપની સરકારના હાથમાં હતી તે લઇ લેવામાં આવી અને હિંદની સત્તા પાર્લામેન્ટની બની. આમ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીનો નાશ થયો. Board of Control દૂર કરવામાં આવ્યું અને ગવર્નર જનરલને વાઇસરોય બનાવવામાં આવ્યો. અને એક હીંદી વઝીરની નિમણુંક કરવામાં આવી. વળી વાઇસરૅાય હવે શાહનશાહનો પ્રતિનીધિ બન્યો. ઇન્ડીઆ કાઉન્સીલની નીમણુંક કરવામાં આવી. રાણી વીકટોરીઆએ ઢંઢેરો પીટાવ્યો અને લોકોની સુખાકારી વધારવાનાં વચનો આપ્યાં.

તેઓ ધાર્મિકપણાની તટસ્થતા જાળવશે એવાં વચનો આપવામાં આવ્યાં. અને ખાલસા પદ્ધતિનો અમલ બંધ કરવામાં આવ્યો.

જાતિ, ધર્મ વગેરેનો ભેદભાવ રાખ્યા વગર દરેક હિંદીને પોતાની લાયકાત મૂજબ નોકરી આપવામાં આવશે એમ પણ ઠર્યું.

**Q. 39. Mention the reforms of Lord Canning.**

કેનિંગ એ ઘણો ભલો ગર્વનર જનરલ હોઈ તેણે ઘણા સુધારા કર્યા છે.

(૧) વાઇસરોયની કારોબારી કમિટિમાં Finance Secretary ની નીમણુંક કરી.

(૨) મુંબાઇ, મદ્રાસ અને કલકત્તામાં હાઇકોર્ટો સ્થપાઇ અને વોરન હેસ્ટીંગ્સના વખતની દીવાની તથા ફોજદારી કોર્ટોનો નાશ કર્યો.

(૩) દિવાની તથા ફોજદારી કાયદાઓ ઘડયા.

(૪) પ્રાંતિક ધારાસભાઓ સ્થાપવામાં આવી અને વડી ધારાસભામાં નીમાયેલા ( selected ) સભ્યો દાખલ કર્યા.

(૫) I. C. S. ની પરીક્ષાનો કાયદો પસાર કર્યો.

(૬) મદ્રાસ, મુંબાઇ અને કલકત્તામાં જુદી જુદી યુનીવર્સિટિઓ સ્થાપી.

Q. 40 Write in short the life of Tipu Sultan :—

ટીપું સુલતાનનો જન્મ ૧૭૪૯ માં થયો હતો. આપણે જોયું કે બીજા મહેસુર વિગ્રહમાં હૈદર મરણ પામ્યો અને તેની જગ્યા ટીપુએ લીધી. તે તેના બાપ જેવોજ બહાદુર અને નીડર હતો છતાં તે હૈદર કરતાં વધારે ખટપટી હતો એમ અવસ્ય કહેવું જોઇએ. તેની ઇચ્છા તેના બાપની ઇચ્છા જેવીજ હતી. તેના વિચાર નેપોલિયનને હિંદમાં બોલાવી અંગ્રેજોનો નાશ કરી પોતાની સત્તા સર્વોપરિ કરવાનો હતો. પણ તેની ઇચ્છા ફળી નહિ. ટીપુ ધીરજવાન અને મહેચ્છાનું સેવન કરવાવાળો હતો. છતાં તે ઉતાવળીઓ અને મગરૂર હોવાથીજ ફત્તેહ મેળવી શકયો ન હતો. તેનામાં રાજ્ય ચલાવવાની આવડત ન હતી અને સમય આવે કેવી રીતે વર્તવું તે તો તેને બિલકુલ પણ આવડતુંજ નહિ. તે હઠીલો હોઇ, તેણે પોતાના બાપે મહામહેનતથી મેળવેલું મહેસુરનું રાજ્ય થોડા વખતમાંજ ગુમાવ્યું અને આમ પોતાના વંશનો નાશ કર્યો. તેનાં મરણ પછી તેના બે પુત્રોને કેદ કરવામાં આવ્યા હતા અને અસલના વારસદારને ગાદીએ બેસાડયો હતો.

Q. 41 How did the Sikhs come to power in India ? What part was played by Ranjit in Indian History ? ( B. U. 1922 )

પંદરમા સૈકામાં હિંદુ અને મુસલમાન વચ્ચે દુસ્મનાવટ દૂર કરવાને માટે ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા હતા. તે વખતમાં ઘણુ

મહાપુરૂષો જેવા કે રામાનંદ, કબીર વગેરે થઇ ગયા. તેઓએ લોકોમાં 'રામ અને રહીમ' એકજ છે એવો ઉપદેશ કરવા માંડયો. તેના શિષ્યોએ પણ તે પ્રમાણે કરવા માંડયું ઈ સ. ૧૪૬૯ માં પંજાબમાં આવેલાં લાહોરમાં ગુરૂ નાનકનો જન્મ થયો. તેણે પણ હિંદુ અને મુસલમાન વચ્ચેની દુશ્મનાવટ દૂર કરવા પ્રયત્ન કર્યા તેઓ એકેશ્વરી પંથના તત્વોનો ઉપદેશ આખા પંજાબમાં ફરી કરવા લાગ્યા અને ઘણા અનુયાયીઓને તેમાં દાખલ કર્યા. તે અનુયાયીઓ શીખ કહેવાયા અને શીખ ધર્મ નીકળ્યો. તે ધર્મના મુખ્ય ઉપદેશમાં મૂર્તિપૂજા, ગોવધ, અને ધર્મનો જુલમ ન સહેવો એમ કહેતો તે ધર્મમાં જાતિભેદ ન હોવાથી થોડા વખતમાં આખા પંજાબમાં શીખ ધર્મ ફેલાયો. શીખ લોકોને શરૂઆતમાં તો કાઇ અડચણ નડી નહી. પરંતુ જહાગીરના સમયથી શીખો અને મુસલમાનો વચ્ચે દુશ્મનાવટ થઇ. તે વખતે અમૃતસરમાં આવેલું શીખોનું પ્રખ્યાત સુવર્ણ મંદીર બંધાવનાર ગુરૂને મુસલમાનોએ ઠાર કર્યા. આથી શીખ લોકો બાદશાહના વિરોધી બન્યા. આ પ્રમાણેની રીત અખત્યાર કરવાથી અને ઔરંગઝેબના ધર્માંધપણાથી ઔરંગઝેબના વખતમાં તેઓના ગુરૂ તેજસિંગને તેમના પર હથિયાર ચલાવી ઔરંગઝેબે મારી નંખાવ્યો. આથી શીખોએ પોતાના ધર્મનું રક્ષણ કરવા અને મુસલમાનોની સામે થવા લશ્કરી બળ એકત્ર કરવા માંડયું અને લશ્કરી તાલીમ લેવા માંડી. અને એક લશ્કર ઉભું કર્યું. તેનું નામ ખાલસા સૈન્ય પાડવામાં આવ્યું. બહાદુરશાએ પણ તેઓ પર જુલમ ગુજાર્યો. મોગલાઇની તે વખતની પડતી દશાનો લાભ લઇ શીખોએ પંજાબમાં અને કાશ્મીરમાં વસી જુદાં જુદાં બાર નાનાં નાનાં રાજ્યો સ્થાપ્યાં. આમાંના એકનો મુખ્ય સરદાર માનસિંહ હતો. તે હોશિયાર હતો. તેણે આ બારે રાજ્યોને એકત્રીત કરી મજબુત સંગઠન કરવાનો વિચાર કર્યો. પરંતુ તેમાં તેને સફળતા મળી નહી. તેના પછી તેનો પુત્ર રણજીતસીંહ ગાદીએ આવ્યો. તેણે એ રાજ્યોમાંના કેટલાકને બળજબરીથી, અને કેટલાકને યુકિતથી ભેગા કર્યા

અને એક શીખ સામ્રાજ્ય ઉભું કર્યું. તે એટલેથી થોભ્યો નહિ. તેને પોતાની સત્તા વધારવી હતી. તેથી તેણે સતલજ નદીની પેલી પારના ભાગો મેળવવા માટે પ્રયત્ન કર્યો. અને નભા અને પતિયાલા ઉપર ચઢાઈ કરી. ત્યાંના રાજાઓએ અંગ્રેજોની મદદ માગી. પરંતુ તે બુદ્ધિમાન હોવાથી તે સમજી ગયો કે અંગ્રેજો સાથે વેર બાંધવું નકામું છે. તેથી તેણે અંગ્રેજો સાથે લડાઇ કરવાને બદલે અમૃતસર આગળ સલાહ કરી અને અંગ્રેજોનો વિશ્વાસુ બની રહ્યો. તેણે પોતાનો પ્રદેશ છોડી આગળ વધવાનું અટકાવ્યું. તે જીવ્યો ત્યાં સુધી અંગ્રેજોનો વફાદાર રહ્યો અને તેથી અંગ્રેજો તેના તરફથી નિશ્ચિત રહી બીજા પ્રદેશો મેળવી શક્યા. તેણે લશ્કરી કવાયત આપી મોટું સૈન્ય ઉભું કર્યું. રણજીતસિંહે હિંદમાં એક સાહસિક અને વફાદાર મિત્ર તરીકે અંગ્રેજોને મદદ કરી.

Q. 42 Give a brief sketch of Ranjitsing's career, and describe the relations between British India & Punjab after his death. (B. U. 1926)

મુસલમાન બાદશાહોએ શીખ લોકોનો નાશ કરવાને ઘણા પ્રયત્નો કર્યાં પરંતુ તેમાં તેઓ ફાવ્યા નહિ. શીખો કાશ્મીર અને પંજાબમાં પોતાનાં સંસ્થાનો વસાવી સ્વતંત્ર રીતે રહેવા લાગ્યા. હાલના પતિયાલા, કપુરથલા વગેરે તે વખતમાં ઉદય પામ્યાં હતાં. આવાં એક સંસ્થાનનો સરદાર રણજીતસિંહ હતો. તે ઘણો બહાદુર અને શૂરો હતો. તેણે આખો પંજાબ પ્રાંત કટકે કટકે કરી પોતાને તાબે કરી લીધો. અને એના હાથ હેઠળ બીજા શીખ રાજાઓને પણ એકત્ર કર્યા. તે ઇતિહાસમાં પંજાબના સિંહ તરીકે વખણાયો. એણે પોતાના રાજ્યમાંથી અફઘાનોને હાંકી કાઢ્યા. અને કાશ્મીર મુલતાન વગેરે પ્રાંતો જીતી લીધા. તેણે પોતાના રાજ્યમાં ફ્રેન્ચ અમલદારો રાખી પોતાના લશ્કરને યુરોપીઅન ઢબે ઉત્તમ તાલીમ આપી. સર જ્યોર્જ બાર્લોના વખતમાં તેણે પોતાના રાજ્યની હદ અને સત્તા ઘણી વધારી હતી. પરંતુ જ્યારે તેણે નભા અને પતિયાલાના રાજ્ય પર ચઢાઇ કરી ત્યારે ત્યાંના

રાજાઓએ અંગ્રેજોની મદદ માગી. અંગ્રેજો સાથે તેણે સલાહ કરી અને ત્યાર પછી તે અંગ્રેજોનો વફાદાર મિત્ર તરીકે રહ્યો. પરંતુ તેણે પોતાનું રાજ્ય ઉત્તર તરફ વધાર્યા કર્યું. તે બહાદૂર અને ઉંચાં પ્રકારની લશ્કરી બુદ્ધિવાળો હતો. તેણે શીખ પ્રજાને બળવાન અને સંપીલી બનાવી. શીખ લોકોએ રણજીતસિંહના અમલ દરમ્યાન પુરેપુરી સત્તા જમાવી. પરંતુ રણજીતસહિંનાં મરણ પછી સઘળે અવ્યવસ્થા થઇ ગઇ અને અંગ્રેજ સેના સાથે લડવા શીખ સૈન્ય તૈયાર થઇ ગયું. બ્રિટિશોએ શીખ મુલકમાં કિલ્લાઓ બાંધવા માંડયા ને શીખોની અવગણના કરવા લાગ્યા. તેથી લડાઇ થઇ મુડકી અને સોબ્રાઓન્ડ આગળ ભયંકર યુદ્ધ થયાં અને અંતે લાહોરની સંધી થઇ અને તેને અંતે પંજાબનો થોડો ભાગ બ્રીટીશ રાજ્ય સાથે જોડાયો અને શીખોને કેટલીક અપમાન ભરેલી શરતો કબુલ કરવી પડી ત્યાર પછી ડેલહાઉસીના સમયમાં મુલતાનના શીખ સુબાએ બે અંગ્રેજ રેસીડન્ટના ખુન કરી મુલતાનનો કીલ્લો જીતી લીધો. તેથી શીખો અને અંગ્રેજો વચ્ચે બીજો શીખ-વિગ્રહ થયો. ગુજરાત નજદીક શીખો હાર્યા અને અંગ્રેજોને શરણે ગયા. આથી પંજાબને ખાલસા કરી બ્રીટીશ મુલક સાથે જોડી દેવામાં આવ્યું અને તેના રાજા દુલીપસિંહને વર્ષાસન બાંધી આપી ઇગ્લાંડ મોકલી દીધો. અને શીખો પાસેથી શસ્ત્રો રાખવાની પરવાનગી લઇ લીધી. અને આ રીતે પંજાબ પ્રાંત મેળવ્યો. અને ત્યાં સુલેહ શાંતિ અને વ્યવસ્થા અંગ્રેજોએ સ્થાપ્યાં.

Q. 43 Give a brief account of how the British acquired Punjab. ( B. U. 1930 ).

રણજીતસિંહનાં મરણ પછી તેનો પુત્ર દુલિપસિંહ ગાદી પર આવ્યો. તે નાનો હોવાથી રાજ્યકારભાર તેની મા ચલાવતી હતી. લશ્કરની સત્તા પણ તેના હાથમાં હતી. પરંતુ લશ્કરનો સેનાપતિ એક સ્ત્રીનું કહેવું માનવાથી અપમાન થાય છે એમ ગણી તેને ગણકારતો નહિ. લશ્કર પર દેખરેખ રાખનારાં માણસો અંગ્રેજોના કટ્ટર વિરોધી

હતા. તેઓને શંકા ગઇ કે અંગ્રેજો શીખ પ્રદેશ લઇ લેવા માગે છે. આજ વખતે અંગ્રેજોએ સતલજ નદી ઉપરની પોતાની કીલ્લેબંધી વધારી અને મજબુત કરી યુદ્ધની તૈયારી કરવા લાગ્યા. તેથી શીખ લશ્કરને લઇ શીખ અગ્રેસરો રાણીની પરવાનગી મેળવી સતલજ નદી ઓળંગી આગળ ગયા અને ફીરોજપુરમાં પડાવ નાખ્યો. શીખ લશ્કરે રણજીતસિંહની શરતો ન પાળી એમ કહી અંગ્રેજોએ શીખો પર હુમલો કર્યો. શીખોની હાર થઇ અને તેથી તેઓને લાહોર મુકામે ઘણી અપમાનકારક સંધી કરવી પડી. તેમાં સતલજ અને બીયાસ વચ્ચેનો પ્રદેશ અને લડાઇ માટે દોઢ કરોડ રૂપીઆ આપવા પડયા. શીખ લશ્કરની સંખ્યા નક્કી કરી અને લાહોરમાં અંગ્રેજી સૈન્ય લઇ બ્રીટીશ રેસીડન્ટને રાખવો પડયો. શીખ રાજ્ય આથી નબળું પડી ગયું.

રાણીના વતી તે પંજાબનો કારભાર વગેરે ચલાવતો હતો. તેણે મૂળરાજ નામના સુબા પાસેથી હિસાબ માગ્યો. તે તેણે ન આપ્યો અને બળવો કર્યો. અંગ્રેજોનો મુલતાનનો કીલ્લો સર કર્યો. બ્રિટિશ રેસિડન્ટના ખૂન થયાં અને અંગ્રેજો સાથે યુદ્ધ કર્યું. શીખો પણ અંગ્રેજોની સામે થયા. ચીલીયનવાળા આગળ અંગ્રેજોને શીખોએ સખત હરાવ્યા, પરંતુ ગુજરાત નજદીક લોર્ડ ગોએ ૧૮૪૯માં શીખોને સખત હરાવી શરણે આવવાની ફરજ પાડી. શીખ સેનાપતિ અંગ્રેજોને શરણે આવ્યો તે વખતે ડેલ્હાઉઝીએ પંજાબને ખાલસા કરી દીધું અને રાજા દુલિપસિંહને વર્ષાસન આપી ઇંગ્લાંડ મોકલી દીધો. પંજાબને બ્રીટીશ મુલક સાથે જોડી તેનો વહીવટ ચલાવવા અને વ્યવસ્થા રાખવા કમીશ્નરને મોકલવામાં આવ્યો. આમ અંગ્રેજોએ પંજાબ કબજે કર્યું.

Q. 44 Write a short note on the fall of the Sikh Power. (B. U. 1931).

રણજીતસિંહનાં મરણ પછી શીખ સામ્રાજ્યનો ધીમે ધીમે નાશ થવા માંડયો: તેનાં કારણો નીચે પ્રમાણે છે.

(૧) ખાલસા લશ્કરને કાબુમાં રાખનાર કોઇ હતું નહિ.

(૨) તેઓ પોતાની જીતોને લઇને ગર્વથી ભરાઇ ગયાં હતાં.

(૩) લશ્કર પર તંત્ર ચલાવનાર પંચના માણસો અંગ્રેજોના કટ્ટર વિરોધી હતા અને તેથી કોઇપણ પ્રકારે લડવાને માટે તૈયાર થઇ રહ્યા હતાં.

(૪) શીખોના અમીરો સ્ત્રીના હાથ નીચે રહેવું નાપસંદ કરતા તેથી રાજ્યકારભારમાં સહકાર ન આપતા.

(૫) કેટલાક સુબાઓ, દાખલા તરીકે મૂળરાજ વગેરે સ્વતંત્ર થઇ જવાથી શીખોની સત્તા નબળી પડી ગઇ હતી.

(૬) પહેલા શીખ વિગ્રહમાં હારી જવાથી સામ્રાજ્યની હદ ઓછી થઇ હતી

(૭) લાહોરની સંધીથી લશ્કર પણ ઘણું ઓછું કરી નાખવું પડ્યું હતું અને લડાયક સામગ્રીઓ પણ વધુ પ્રમાણમાં રાખી શકતા ન હતા.

Q 45 Describe the reforms of Lord Cornwallis, William Bentick, Warren Hastings, Lord Dalhousie, & Lord Ripon.

**કોર્નવોલિસના સુધારા:-**

(૧) પગાર વધારી લાંચરૂશ્વત અટકાવ્યાં.

(૨) હેસ્ટીંગ્સની મહેસુલી પદ્ધતિ અટકાવી તેણે કાયમી મહેસુલ પદ્ધતિ 'જાથુક જમાબંધી' દાખલ કરી.

(૩) મહેસુલકલેકટર પાસેથી ન્યાયની સત્તા લઇ લેવામાં આવી.

(૪) દરેક જીલ્લામાં ન્યાયની કોર્ટ સ્થાપી અને કલકત્તામાં વરિષ્ઠ ન્યાય કોર્ટ સ્થાપી.

**વિલિયમ બેન્ટીકના સુધારા:-**

(૧) પ્રાંત ભાષામાં ફ્રાઇસો રાખવાનો હુકમ કર્યો.

(૨) ભથ્થાંની પદ્ધતિ બંધ કરી.

(૩) અફીણ વેચવા માટે લાયસન્સ લેવાનું નક્કી કર્યું.

(૪) મેકોલેને નીમી કેળવણીને માટે સુધારા કર્યા. અંગ્રેજી દ્વારા શિક્ષણ આપવાનું ઠરાવ્યું.

(૫) ફરતા ન્યાયાધીશોની પ્રથા બદલી ન્યાયાધીશોની સંખ્યામાં અને તેમના પગારમાં વધારો કર્યો.

(૬) અલ્હાબાદમાં બીજી વરિષ્ઠ કોર્ટ સ્થાપી.

(૭) કોર્ટમાં દેશી ભાષા દાખલ કરવામાં આવી.

(૮) સતી થવાનો અને બાળહત્યાનો રિવાજ બંધ કરાવ્યો.

(૯) ઠગ લોકોનો નાશ કર્યો.

(૧૦) કલકત્તામાં મેડીકલ કોલેજ કાઢી.

(૧૧) રસ્તા અને નહેરો તૈયાર કરાવ્યાં.

## લોર્ડ ડેલહાઉઝીના સુધારા:-

(૧) રાજ્યતંત્રમાં ખાતાવાર ભાગ પાડવામાં આવ્યા.

(૨) જાહેર બાંધકામનું ખાતું શરૂ કરવામાં આવ્યું.

(૩) સરકારી નોકરી માટે ઉમેદવારો હરિફાઈની પરિક્ષાઓ દ્વારા લેવાનું નક્કી કરી પબ્લીક સરવીસ કમીશન કાઢ્યું.

(૪) શાળા અને કોલેજોને સરકારી અંકુશ નીચે લાવવામાં આવી.

(૫) રેલ્વે, નહેરો ઝડપી બંધાવા લાગી.

(૬) પોષ્ટ અને તારખાતું ખુલ્યાં.

## લોર્ડ રિપનના સુધારા:-

(૧) જીલ્લાઓને અને શહેરોને પ્રાંતના પ્રતિનિધિઓ મારફત સ્થાનિક સ્વરાજ આપ્યું.

(૨) વેપારને અનુકુળ કાયદા કર્યા અને મીઠા પરનો કર ઘટાડ્યો.

(૩) કેળવણીમાં સુધારા દાખલ કરવા હન્ટર કમીશન નીમ્યું

(૪) ઇલબર્ટ બીલ પસાર કરાવી ન્યાયમાં હિંદી અને યુરોપીઅન વચ્ચે જે ભેદભાવ ગણવામાં આવતો તે દૂર કર્યો.

(૫) વર્તમાન પત્રો વિરૂદ્ધનો કાયદો રદ કર્યો.

(૬) ફેકટરી એકટમાં સુધારો કરી કામકાજના કલાકો નક્કી કર્યા.

# Important Questions & Answers
## on
# Indian Administration.

**(1) Explain "Indian Administration" in short**

Indian administration એટલે હિંદનું રાજ્યબંધારણ. હિંદુસ્તાનનો વહીવટ બે રીતે થાય છે (૧) ઇંગ્લાંડમાં રહીને અમુક અમલદારો રાજવહીવટ કરે છે. (૨) હિંદુસ્તાનમાં રહીને અમુક અમલદારો રાજવહીવટ કરે છે. ઇંગ્લાંડમાં રહેનાર વડો અમલદાર **હિંદી પ્રધાન** કહેવાય છે. હિંદુસ્તાનમાં રહેનાર વડો વહીવટી અમલદાર **ગવર્નર જનરલ** અથવા **વાઇસરોય** કહેવાય છે. હિંદુસ્તાનમાં રહીને જે અમલદારો તથા સંસ્થાઓ ભેગાં મળીને આપણા દેશનો વહીવટ કરે છે, તેને **હિંદી સરકાર**ના નામથી ઓળખવામાં આવે છે. એ કારભાર બે ભાગમાં વહેંચી નાંખવામાં આવ્યો છે. (૧) આખા દેશને એક સરખા લાગુ પડે એવાં ખાતાંઓનો વહીવટ **વડી સરકાર** અથવા **મધ્યવર્તી સરકાર** Central Legislature ચલાવે છે. (૨) જે જે ખાતાનાં વહીવટમાં પ્રાંત પ્રાંતના હિત જુદાં પડતાં હોય તે તે ખાતાં પ્રાંતિક સરકાર Provincial Government ને હસ્તક સોંપાયાં છે.

લશ્કર, પરદેશનાં રાજ્યો સાથેનો સંબંધ, તાર, ટપાલ, રેલ્વે, વસ્તીગણત્રી, બંદરી આયાત ને નિકાસ, આવકવેરો, હથિયાર ને દારૂગોળો, મીઠાવેરો વગેરે ખાસ ઉપયોગી બાબતોનો વહીવટ વડી સરકારના કાબુમાં છે. ન્યાય, પોલીસ, સ્વરાજ્ય, જાહેર આરોગ્ય, કેળવણી, ખેતીવાડી, જંગલ, નાટક-સીનેમા, જમીન–મહેસુલ વગેરે ખાતાંઓનો વહીવટ પ્રાંતિક સરકારના કાબુ નીચે મુકાયો છે.

**(2) Who is called The Govrner General? Who appoints him and how?**

હિંદુસ્તાનની વડી સરકારનો વડો અમલદાર ગવર્નર જનરલ કહેવાય છે. એને વાઈસરોય એટલે (ઇંગ્લાંડ રાજાના) તાજનો પ્રતિનિધિ ગણવામાં આવે છે. ઇંગ્લાંડની પાર્લમેન્ટ ત્યાંના ઉમરાવ (Lords) કુટુંબોમાંથી એની પસંદગી કરે છે, અને ઇંગ્લાંડના શહેનશાહ તે નીમણુકને બહાલી આપે છે, એટલે એ આ ઓદ્ધા માટે મુકરર થાય છે. એના ઓદ્ધાની મુદત પાંચ વરસની હોય છે. ઈંગ્લાંડના રાજકીય ક્ષેત્રમાં તે ભારે લાગવગ ધરાવનાર વ્યક્તિ હોય છે. એ સીધો જવાબદાર તાજને-ઈંગ્લંડના શાહને અર્થાત્ પાર્લમેન્ટને હોય છે, પરંતુ કટોકટીના અને અત્યંત અગત્યના મુદ્દાઓ અંગે ઇંગ્લંડમાં રહેલા હીંદના અમલદાર હિંદી પ્રધાન સાથે સંદેશા ને મસલતો ચલાવીને તે પછીથીજ અમુક ખાસ પગલાંઓ ભરી શકે છે. એને રૂા. ૨, ૫૦, ૮૦૦, નો વાર્ષિક પગાર મળે છે.

(3) What do you know about The Emperor & the Parliament of England ?

પાર્લામેન્ટ એટલે અમુક ચુંટાયલા સભ્યોની એક રાજવહીવટ સંભાળનારી મંડળી. ઈ. સ. ૧૮૫૭ ના બળવા પછી પાર્લામેન્ટે કાયદો ઘડી ઈસ્ટ ઈન્ડીયા કંપનીના હાથમાંથી હિંદનું રાજતંત્ર લઈ લીધું. એ પછી આપણા દેશમાં બંધારણ પ્રમાણેનો નવો યુગ શરૂ થયો. હાલમાં હિંદનો વહીવટ ઇંગલાંડના તાજને નામે એ કરી રહી છે.

ઈંગલાંડના રાજાને અમુક ખાસ સત્તાઓ હોય છે. પરંતુ એની એ સત્તા, ખર્ચ, લગ્ન વગેરે ઉપર ત્યાંની પાર્લામેન્ટનો સંપૂર્ણ અંકુશ છે. અગર બીજા દેશો માટે જે કંઇ કરે છે તે ત્યાંની પાર્લામેન્ટજ તાજને નામે સત્તા વાપરીને કરે છે. પાર્લામેન્ટે ઘડેલા કાયદા મુજબજ આપણા દેશનું રાજતંત્ર ચાલે છે. જો કે પાર્લામેન્ટ ઇંગલાંડનું કાયદા ઘડવાનું મંડળ હોવા છતાં તે વહીવટ પર પણ કાબુ ધરાવે છે.

આ પાર્લમેન્ટ સીધી રીતે વહીવટ કરતા નથી, પણ તેને બે સભા-બે ગૃહો છે. (૧) લોકસભા-આમસભા House of Com-

mons (૨) અમીર સભા House of Lords. આ બંને પથના સભાસદો પાર્લામેન્ટમાં બેસે છે. જે પક્ષની વધુમતી હોય તેમાંથી પ્રધાનોની નીમણુંક થાય છે. આ પ્રધાનોના હાથમાં વહીવટનાં તમામ ખાતાંઓ સોંપાય છે આ પ્રધાનો પોત પોતાના કારભાર માટે House of Commons ને જવાબદાર હોય છે. તેમનો પગાર પણ તેનીજ મંજુરીથી મળે છે.

(4) Discuss fully about the Present Governor General of The Provincial Autonomy.

**अ The present Governor General: હાલના ગવર્નર જનરલ:** ઇ.સ. ૧૯૩૬ માં હિંદના છેલ્લા વોઇસરોય લોર્ડ વિલીંગ્ડનની મુદ્દત પુરી થતાં તેમની જગ્યાએ લોર્ડ લિન્લીથગો વાઇસરોય તરીકે હિંદ આવ્યા છે. લોર્ડ ઇરવીનના વખતમાં ૧૯૨૬માં ખેતી સુધારણા માટે જે શાહી કમીશન નીમાયું હતું તેના એ પ્રમુખ હતા. આ ઉપરાંત નવાં રાજ્યબંધારણને અંગે નીમાયેલી જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટીના પણ એઓ પ્રમુખ હતા.

એમના અમલને એક વરસ થતાં નવા કાયદા પ્રમાણે પ્રાંતોમાં વહીવટ શરૂ થયો અને તે પ્રમાણે અગીઆર પ્રાંતોમાં લોકસભાએ ચૂંટેલા પ્રધાનોના હાથમાં રાજ્યવહીવટ સોંપવામાં આવ્યો. આમાંથી આઠ પ્રાંતો મુંબઇ, મદ્રાસ, ઓરિસ્સા, મધ્ય પ્રાંત, બિહાર, સંયુક્ત પ્રાંત, સરહદનો પ્રાંત અને આસામમા રાષ્ટ્રીય મહાસભાપક્ષના પ્રધાન મંડળો (Congress Government) કામ કરી રહ્યાં છે. તેઓ કેળવણી, વેપાર ઉદ્યોગ, દારૂનિષેધ, ખેતીવાડી ઉત્તેજન, ગ્રામ્ય વિકાસ વગેરે બાબતોમાં ઝડપી સુધારા કરી રહ્યાં છે.

લોર્ડ લિન્લીથગો ઇ. સ. ૧૯૩૫ના કાયદા મુજબ યોજાયેલાં Federation સંયુક્ત તંત્રની યોજનનાને સફળ બનાવવા તેમાં દેશી રાજ્યો પણ જોડાય એ રીતના પ્રયાસો કરી રહ્યા છે. ખેડુતના પ્રશ્નો ખેતી, ઢોર ઉછેર, ગ્રામ્ય સુધારણા વગેરેમાં તેઓ ખુબજ રસ લે છે.

(5) Describe the position and powers of the Secretary of State under the Government of India act of 1935

Secretary of State એટલે **હિંદી વજીર કે હિંદી પ્રધાન** હિંદના રાજવહીવટ પર દેખરેખ રાખવાનું કામ એના હાથમાં સોંપાયલું છે. એ ઇંગ્લાંડમાંજ રહે છે. એનું સ્થાન ઇંગ્લાંડના કારોબારી મંડળમાં (કેબીનેટ) હિંદુસ્તાનના વહીવટ માટે તે પાર્લામેન્ટને જવાબદાર હોય છે. એનો હોદ્દો કાયમી નથી. એ પાર્લામેન્ટનો સભ્ય હોય છે. જ્યારે જ્યારે પ્રધાનમંડળ બદલાય ત્યારે ત્યારે હિંદી વજીર પણ બદલાય છે. એને મદદ કરવા માટે એક **કાયમી મંત્રી** રાખવામાં આવે છે. વળી હિંદ દિપના બીજા વિભાગની ખબર આપવા માટે એક **પાર્લમેન્ટરી અન્ડર સેક્રેટરી** પણ રાખે છે. આ સેક્રેટરી હિંદી વજીરનાજ પક્ષનો હોય છે. હિંદનો રાજકારભાર, લશ્કરી વહીવટ, હિંદનો ગવર્નર જનરલ અને પ્રાંતિક ગવર્નરો વગેરે તમામ તેનીજ હકુમત નીચે કામ કરે છે. હિંદના ઉપજ–ખર્ચનું અંદાજ પત્ર એને દર વરસે પાર્લામેન્ટ સમક્ષ રજુ કરવું પડે છે. ગવર્નર જનરલ સિવાય હિંદના બીજા મોટા અમલદારોની નીમણુંકો શાહેનશાહ તેની સલાહથીજ કરે છે ઇ સ. ૧૯૩૫ના હિંદી કાયદાથી હિંદી વજીરની સત્તામાં થોડો ઘટાડો, અને પ્રાંતીક સરકારોની જવાબદારીઓમાં વધારો કરવામાં આવ્યો છે. પણ આ કાપકૂપ કેવળ દેખાવ માટેની છે. નવા કાયદા મુજબ ગવર્નર જનરલ અને ગવર્નરોને કેટલીક ખાસ સત્તાઓ આપવામાં આવી છે. આ ખાસ સત્તાઓ તેઓ પ્રધાનમંડળ અને ધારાસભાના અભિપ્રાયોની વિરૂદ્ધમાં જઇને વાપરી શકે છે. પરંતુ આવા કટોકટીના પ્રસંગે તેમણે હીંદી વજીરની સલાહ લેવી પડે છે. હીંદી વજીરનો પાર્લમેન્ટ સાથેનો સંબંધ જેવોને તેવોજ કાયમ રહ્યો છે. પરંતુ હીંદના ગવર્નર જનરલ અને પ્રાંતીક ગવર્નરો તેમની ખાસ જવાબદારી સિવાયનાં ખાતાંઓને અંગેના વિષયોમાં નવા કાયદા મુજબ

હિંદી વજીરને જવાબદાર રહ્યાં નથી. હીંદી લશ્કર, પરદેશ નીતિ, રીઝર્વ બેન્ક, સનંદી નોકરી વગેરે મુખ્ય મુખ્ય જવાબદાર ખાતાંઓ, ગવર્નરો તથા ગવર્નર જનરલ પોતાના પ્રધાનોથી સ્વતંત્ર રીતે સંભાળે છે. અર્થાત્ આ ખાતાંઓમાં આપણા ( હાલમાં કોંગ્રેસે નીમેલા ) પ્રધાનો લેશ માત્ર માથું મારી શકતા નથી. આ ખાતાંઓના વહીવટ ઉપર હિંદી વજીરના સત્તા અગાઉની માફકજ અમર્યાદિત છે.

ઇ. સ. ૧૯૧૯ ના કાયદાથી હીંદી વજીરને સલાહ આપવાને સ્થપાયેલી હીંદી કચેરી India Council રદ કરવામાં આવી છે. અને ઇ. સ. ૧૯૩૫ ના નવા કાયદા પ્રમાણે હીંદી વજીરને ઓછામાં ઓછા ત્રણ ને વધુમાં વધુ ૬ સભ્યોનું બનેલું એક સલાહકાર મંડળ Advisers નીમવાની સત્તા મળી છે. એ સત્તા મુજબ હાલના હીંદી વજીરે ( લોર્ડ ઝેટલેન્ડ ) છ સલાહકારોની નીમણુક કરી છે. હીંદી વજીર અને તેના આ સલાહકારોના પગાર ઇંગ્લાંડના તીજોરીમાંથી આપવાનું નક્કી થયું છે. આ સલાહકારોમાં ત્રણ એવા હોવા જોઇએ કે જેમણે હિંદમાં દશ વરસ સુધી નોકરી કરી હોય અને જેમને હિંદ છોડી ગયે બે વરસથી વધુ વખત ન થયો હોય. આવા સલાહકારોના ઓદ્ધાની મુદત પાંચ વરસની રખાય છે. પણ એમાંના કોઇને પાર્લામેન્ટમાં બેસવાનો કે મત આપવાનો હક નથી. આવા દરેક સલાહકારને દર વરસે ૧૩૫૦ પાઉન્ડ મળે છે. હિંદીઓને એ ઉપરાંત ૬૦૦ પાઉન્ડ ભથ્થાં વગેરે માટેના વધુ મળે છે. હિંદી વજીરે આ સલાહકારોની સલાહ અમુક ખાસ સંજોગોમાં—ખાસ બાબતો સિવાય બીજામાં લેવી કે નહિ, અગર લીધા પછી તે પ્રમાણે વર્તવું કે નહિ, તે તેની મુન્સફી ઉપર આધાર રાખે છે. પરંતુ સનંદી નોકરોની બાબતમાં હિંદી વજીરને તેના સલાહકારોની સલાહ મુજબ વર્તવુંજ પડે છે.

(6) How does the Secretary of State control Indian affairs under the act of 1935 ?

[ સવાલ પહેલાના જવાબમાં જુઓ ]

(7) What changes have been brought about in the position of the Secretary of State and his Council under the act of 1935.

[ સવાલ પહેલાના જવાબમાં જુઓ. ]

(8) Write short notes on:—

(A) Federation.
(B) Federal High Court.
(C) High Commissioner for India.
(D) Advisers of the Secretary of State.
(E) Under Secretaries–Home Government.

**अ Federation: સમવાયતંત્ર, સમૂહતંત્ર કે સંયુક્તરાજતંત્ર:**

૧૯૩૫ ના કાયદા મુજબના નવા સુધારા જ્યારે અમલમાં મુકાશે ત્યારે વડી સરકારના કારભારમાં અગત્યના ફેરફારો દાખલ થશે આ સુધારાઓ મુજબ સંયુક્ત રાજતંત્ર 'ફેડરેશન'ની શરૂઆત થશે એમાં બ્રીટીશ હિંદના સત્તર પ્રાંતો ઉપરાંત દેશી રજવાડાઓનો પણ સમાવેશ થશે. મધ્યવર્તી સરકારના વહીવટી ખતાઓ બે ભાગમા વહેંચાઇ જશે. સંરક્ષણ, ધાર્મિક બાબતમાં, આંતરરાષ્ટ્રીય ને સરહદના મુલક પરત્વેનો સંબંધ વગેરે બાબતો ગવર્નર જનરલને અંગત વહીવટ માટે સોંપાશે. આ ખાતાઓના કારભાર માટે ગવર્નર જનરલ ત્રણ સલાહકારો નીમશે ને તેમની સલાહ લઇ રાજકારભાર ચલાવશે. આ ખાતાંઓના વહીવટ માટે ગવર્નર જનરલ હીંદી વજીરને જવાબદાર રહેશે.

લોકોએ ચૂંટી મોકલેલા સભ્યોની બનેલી ધારાસભામાં, જે પક્ષની બહુમતી હોય, તેમાંથી પ્રધાનોની નીમણુક કરી તેમને ખાતાંઓના વહીવટ સોંપવામાં આવશે. આ વહીવટ માટે આ પ્રધાનો ધારાસભાને સંપૂર્ણ જવાબદાર રહેશે. આ ખાતાંઓના વહીવટ માટે ગવર્નર જનરલ દશ જેટલા પ્રધાનો નીમશે ને તેમની સલાહ મુજબ કારભાર ચલાવશે

"ફેડરેશન" માં જે રાજ્યો જોડાશે તેઓ પોતાના આંતરીક રાજવહીવટમાં પૂરેપૂરી સ્વતંત્રતા ભોગવી શકશે. આખા દેશના હીતના સવાલો અગર તો પરદેશ નીતિ જેવાં ખાતાંઓ **સંયુક્ત સરકાર The Federal Government** ને સોંપી દેશે. આમ જે રાજ્યો સમૂહતંત્રમાં જોડાવા ઇચ્છશે તેઓ રાજીખુશીથી પોતાનાં રાજકાજ અંગેની અમુક બાબતો સંયુક્ત સરકારની જવાબદારી ને હકુમત હસ્તક સોંપી દેશે.

* **Federal High Court વરિષ્ટ અદાલત:** ઇ. સ. ૧૯૩૫ ના કાયદાના અર્થને અંગે કોઈ મતભેદ ઉભો થાય કે "ફેડરેશન" માં જોડાયલા જુદા જુદા ભાગો વચ્ચે કંઇ ઝઘડો અથવા તો પ્રાંત અને સમવાયતંત્ર વચ્ચે કંઇ તકરારી મામલો ઉપસ્થિત થાય તો તેનો છેલ્લો નીકાલ લાવવા આ અદાલત સ્થાપવામાં આવી છે. હિંદુસ્તાનમાં આ અદાલત સૌથી મોટામાં મોટી ગણાશે. એનો ફેંસલો સર્વ કોઇને બંધનકર્તા રહેશે.

* **High Commissioner for India: હિંદ માટે વડો કમીશ્નર:** ઇ. સ. ૧૯૧૯ ના કાયદાથી આ કમિશ્નરની નીમણુક કરવામાં આવી છે. આ અમલદાર હિંદી સરકારના પ્રતિનિધિ (Agent) તરીકે ઇંગ્લાંડમાં નીમવામાં આવે છે. ઇ. સ. ૧૯૩૫ ના નવા કાયદાથી તેની નીમણુક, તેનો પગાર તથા નોકરીની શરતો વગેરે ગવર્નર જનરલને હસ્તક સોંપાયું છે. હિંદી સરકાર માટે જોઇતી વસ્તુઓ ઇંગ્લાંડમાં ખરીદવી, હિંદના વેપારી હીતો પર દેખરેખ રાખવી, સનંદી નોકરીમાં નીમાએલા નવા અમલદારોને તાલીમ આપવી અને ઇંગ્લાંડમાં અભ્યાસ કરતા હિંદી વિદ્યાર્થીઓ ઉપર દેખરેખ રાખવાનું કામ તેને સોંપાયું છે. એ હિંદી સરકારનો નોકર ગણાય છે. એનો પગાર હિંદની તીજોરીમાંથી અપાય છે. આ હોદ્દો ઉંચી કેળવણી પામેલા હિંદીને પણ આપવામાં આવે છે. ઇ. સ. ૧૯૩૫ ના નવા કાયદાથી ગવર્નર જનરલના કહ્યા પ્રમાણે "ફેડરેશન"નાં કામ માટે એ કરારો કરશે અને તેવાંજ કાર્યો ગવર્નર જનરલની સંમતીથી પ્રાંતીક સરકારો, સમૂહતંત્રમાં જોડાએલાં રાજ્યો Federated States અને બર્મા માટે પણ બજાવશે. આ પદવી ઉંચી કેળવણી પામેલા હિંદીને પણ આપવામાં આવે છે.

એને વાર્ષિક પગાર ૬૦૦૦ પાઉન્ડ હિંદની તીજોરીમાંથી આપાય છે. એના હાથ નીચે બીજા ઘણા અમલદારો હોય છે. એની નીમણુક પાંચ વરસ માટે હોય છે.

## Advisors of the Secretary of State:
## હિંદી વજીરના સલાહકારો.

ઈ. સ. ૧૮૫૮ ના કાયદાથી હિંદના વહીવટનું ખાતું હિંદી વજીરને સોંપા એ ખાતાના વહીવટ અંગે જરૂરી સલાહ આપવા માટે હિંદી સભા India Council ની નીમણુક કરવામાં આવી હતી ઇ. સ. ૧૯૩૫ ના નવા કાયદાથી હિંદી સભા કાઢી નાંખી તેની જગાએ હવે હિંદી વજીર ત્રણથી ૭ જેટલા પોતાના પક્ષના સલાહકારોની નીમણુક કરે છે, અને જરૂરી પ્રસંગે તેમની સલાહ લઇ કારભાર ચલાવે છે. આ સલાહકારો પૈકી અડધી સંખ્યાના સલાહકારોએ હિંદમાં નોકરી કરેલી અને ત્યાંનો સારો અનુભવ મેળવેલા હોવા જોઇએ. આ સલાહકારોના હોદ્દાની મુદત પાંચ વરસની છે. આ સલાહકારોને દર વરસે ૧૩૫૦ પાઉંડ ઇંગ્લાંડની તીજોરીમાંથી પગાર તરીકે મળે છે. (વધુ માહીતી માટે ત્રીજા સવાલના જવાબના છેલ્લા પેરેગ્રાફો તપાસી જુઓ.)

## Under Secretaries હિંદી વજીરના મદદનીસ મંત્રીઓ

હિંદી વજીરને મદદ કરવા માટે તેના હાથ નીચે બે મંત્રીઓ હોય છે. એમાંનો એક પાર્લામેંટનો સભ્ય હોય છે હિંદી વજીર જે રાજકીય પક્ષનો હોય તે પક્ષમાંથી તેની ચુંટણી થાય છે. બ્રીટીશ પાર્લામેન્ટનાં બંને ગૃહોમાં હિંદના રાજવહીવટ માટે એક જવાબદાર અધિકારી રહે તે હેતુથી આ મંત્રીની નીમણુક હિંદી વજીર જે ગૃહમાં બેસતો હોય તેથી ઉલટાં ગૃહમાંથી થાય છે. એટલે કે હિંદી વજીર જો આમની સભાનો સભ્ય હોય તો તેનો આ **પાર્લામેન્ટરી અન્ડર સેક્રેટરી** અમીરોની સભાનો સભ્ય હોય છે. જ્યારે પ્રધાન મંડળ બદલાય છે. ત્યારે પાર્લામેન્ટનો મદદનીસ મંત્રી પણ બદલાય છે, પણ બીજો મદદનીસ મંત્રી બદલાતો નથી. આ મંત્રી સનંદી નોકરીનો કાયમનો અધિકારી હોય છે. હીંદના વહીવટની તમામ બાતમી તે હિંદી વજીરને પૂરી પાડે છે.

### क Home Government: સ્થાનિક સરકાર.

કેટલાક અમલદારો તથા કેટલીક સંસ્થાઓ ઇંગ્લાંડમાં રહીને હિંદુસ્તાનનાં રાજ્યતંત્ર અંગેનું કામ કરે છે. તેઓ બધાંને Home Government નામથી ઓળખવામાં આવે છે.

### ग Provincial Government: પ્રાંતિક સરકાર.

બ્રીટીશ હિંદુસ્તાનનો વહીવટ સરળતાથી ચલાવવા તેને ૧૭ પ્રાંતમાં વહેંચી નાંખવામાં આવ્યો છે. તેમાં મુંબઇ, મદ્રાસ, બંગાળા, વાયવ્ય સરહદનો પ્રાંત, સિંધ, પંજાબ, સંયુક્ત પ્રાંત, મધ્ય પ્રાંત, બિહાર. ઓરિસ્સા અને આસામ ગવર્નરની સત્તા નીચે હોવાથી ગવર્નરના પ્રાંત કહેવાય છે. જ્યારે દિલ્હી, બ્રીટીશ બલુચીસ્તાન, અજમેર, મ્હેરવાડા, પંથ પીપલોદા, કુર્ગ અને આંદામાન-નિકોબારના બેટો કમિશ્નરની સત્તા હેઠળ હોવાથી તે કમીશ્નરના પ્રાંતો કહેવાય છે

પ્રાંતોના પાછા જીલ્લાઓ પાડવામા આવ્યા છે. આખા હિંદુસ્તાન માં ૨૭૧ જીલ્લાઓ છે. મુંબઇ ઇલાકામાં ચાર વિભાગો ને ૨૯ જીલ્લાઓ છે. જીલ્લાનો ઉપરી કલેકટર કહેવાય છે. તેના હાથ નીચે તાલુકદાર મામલતદાર વગેરે હોય છે. દરેક જીલ્લામાં સુપરિન્ટેન્ડેન્ટ ઓફ પોલીસ, સિવિલ સરજ્યન, એન્જીનીયર, વગેરે અમલદારો હોય છે.

૧૯૩૫ના કાયદા પ્રમાણેના સુધારાનો અમલ હિંદના પ્રાંતોમાં ૧૯૩૭ના એપ્રીલ માસથી શરૂ થઇ ગયો છે. એ મુજબ દરેક ખાતાંનો વહીવટ પ્રધાનોના હાથમાં મુકાયો છે. પ્રધાનોની નીમણુક ગવર્નર ધારાસભાના સભ્યોમાંથી કરે છે તેઓ પોતાના ખાતાંના વહીવટ માટે ધારાસભાને સંપૂર્ણ જવાબદાર હોય છે. ધારાસભામા તેમના વહીવટ સામે ઠપકાની કે અવિશ્વાસની દરખાસ્ત પસાર થતાં તેમને પોતાના હોદ્દાનું રાજીનામું આપવું પડે છે. આ જાતનું જવાબદાર રાજતંત્ર **પ્રાંતીક સ્વરાજ્ય** કહેવાય છે.

(9) What are the relations between the Governor General and his Executive Council?

૧૯૩૫ના નવા કાયદા મુજબ સમવાયતંત્રની ધારાસભામાં પણ

એ ધારા મંડળો રાખવાની યોજના સ્વીકારવામાં આવી છે. (૧) રાજ સભા Council of State (૨) વડી ધારાસભા Federal Assembly

મધ્યવર્તી સરકાર Central Legislature ના સઘળા વિષયોનો વહીવટ ગવર્નર જનરલ **કારોબારી સભા Executive Council** ની મદદથી ચલાવે છે. એને માટે તે દિલ્હી વઝીરને જવાબદાર રહે છે. એ સભામા કુલ આઠ સભ્યો છે. એમાં ગવર્નર જનરલ અને મુખ્ય સેનાપતિ (જેમનો સમાવેશ થાય છે) એ અસાધારણ સભ્યો કહેવાય છે. આ કારોબારી સભાના પ્રમુખ ગવર્નર જનરલ પોતેજ હોય છે. દરેક સભ્યના હાથમા જુદાં જુદાં ખાતાંના વહીવટો હોય છે સામાન્ય રીતે બહુમતીથી આ સભાનું કામકાજ થાય છે. અને ગવર્નર જનરલ તેને બહાલ રાખે છે. પરંતુ જરૂરી પ્રસંગે સુલેહ શાંતી જોખમમાં હોય એમ લાગે ત્યારે બહુમતીના ઠરાવની વિરૂદ્ધ પણ ગવર્નર જનરલ પોતાને ખાસ મળેલી સત્તા "વીટો પાવર" ની રૂએ પોતાની ઈચ્છા મુજબ જઈ શકે છે. કારોબારી સભાના સભ્યો ધારાસભાને જવાબદાર નથી. આ સભ્યો 'લેજીસ્લેટીવ એસેમ્બલી' કે 'કાઉન્સીલ ઓફ સ્ટેટ' ના સભાસદો હોઇ શકે છે. તેમને બંને ધારાસભાઓમાં જઈને ભાષણો કરવાની છૂટ હોય છે. આ આઠ સભાસદો વચ્ચે નીચેનાં ખાતા વહેંચી આપવામાં આવે છે.

**(૧) પરદેશ ખાતું:** હિંદુસ્તાનનાં દેશી રાજ્યો, સરહદનો મુલક, રાજકુમાર કોલેજો, લશ્કરી કોલેજો, કમીશ્નરના હાથ નીચેના પ્રાંતો વગેરે ઉપર આ ખાતાંનો અંકુશ રહે છે. એ ગવર્નર જનરલની સીધી દેખરેખ નીચે છે.

**(૨) લશ્કરી ખાતું:** સેનાપતિના હાથ નીચે પ્રાંતીક અમલદારો અને લશ્કરી ટુકડીઓ રાખવામાં આવે છે. આ ઉપરાંત દેશી રજવાડાઓની પાસે બ્રીટીશ રેસીડેન્ટની દેખરેખ નીચે અમુક લશ્કર રાખવામાં આવે છે. હિંદનું પરદેશી હુમલાથી જમીન માર્ગે ને હવાઈ માર્ગે રક્ષણ કરવાનું કામ આ ખાતાને સોંપાયેલું છે. એ લશ્કરી સેનાપતિના અંકુશ નીચે છે.

**(૩) સ્વદેશ ખાતું:** દેશની પરિસ્થિતિને અનુકુળ સુલેહ-શાંતિ, ન્યાય, પોલીસ વગેરે ને લગતું કામકાજ આ ખાતું ચલાવે છે.

**(૪) નાણાં ખાતું :** આ ખાતું હિંદી ખજાનચીના હાથમાં છે. વડી તેમજ પ્રાંતિક સરકારની ઉપજ ઉપર એ દેખરેખ રાખે છે. 'બજેટ' અંદાજપત્ર બનાવવું, ટંકશાળ, રાષ્ટ્રીય દેવું, જકાત, ખંડણીની રકમ, હુંડીઆમણ, સરકારી નોકરોના પગાર, પેન્શન, જાહેર દેવું, સ્ટેમ્પ, અફીણ, મીઠું અને બીજી જકાતી બાબતો ઉપર આ ખાતાંની દેખરેખ હોય છે.

**( ૫ ) વ્યાપાર–ઉદ્યોગ ખાતું :** આ ખાતાંનો સભાસદ રેલ્વે, તાર, ટપાલ બંદરો, વહાણવટું, કારખાનાં, ને દેશના હુન્નર ઉદ્યોગો વગેરે પર દેખરેખ રાખે છે.

**( ૬ ) કેળવણી ને જાહેર સુખાકારી ખાતું :** કેળવણી, જાહેર સુખાકારી, સ્થાનીક સ્વરાજ્ય વગેરે બાબતો પર પ્રાંતિક સરકારની નીતિ તપાસી સુચનાઓ કરે છે. પ્રાંતોમાં કેળવણી ખાતું પ્રધાનના હાથ નીચે હોય છે. **ડાયરેક્ટર ઓફ પબ્લિક ઈન્સ્ટ્રક્શન** ખાતાંનો મોટામાં મોટો વહીવટી અમલદાર હોય છે. તેના હાથ નીચે ઇન્સ્પેક્ટરો નીમાય છે દરેક જીલ્લામાં એક સરકારી હાઇ સ્કૂલ રાખવામાં આવે છે પ્રાથમીક કેળવણી લોકલ બોર્ડ અને સુધરાઇઓને સોંપાઇ છે. જેઓ તેમના દ્વારા શિક્ષણ–સંસ્થા ચલાવે છે, તેમને સરકાર દર વરસે નિયમ મુજબ ગ્રાન્ટ આપી મદદ કરે છે.

**( ૭ ) ન્યાય ખાતું :** આ ખાતું હિંદી ધારાસભા તરફથી કાયદાના ખરડા ઘડે છે. ધારાસભાની મદદથી દેશને માટે જે જે કાયદાઓ ઘડાય છે, તેનો અમલ કરવાનું કામ વહીવટી અમલદારોનું છે આ અમલ બરાબર થાય છે કે કેમ ને જોવાનું કામ ન્યાય ખાતાનું છે. પ્રજાને યોગ્ય ઇન્સાફ મળે એ હેતુથી દરેક પ્રાંતમાં ન્યાયની અદાલતો હોય છે. પ્રાંતના મુખ્ય શહેરમાં High Court વડી અદાલત રાખવામાં આવે છે. એમાં વધુમાં વધુ ૨૦ ન્યાય મૂર્તિઓ નીમાય છે. તેઓ વહીવટી અમલદારોથી સ્વતંત્ર હોઇ નિષ્પક્ષપણે ન્યાય આપે છે

અદાલતો દિવાની ને ફોજદારી બે જાતની હોય છે માલમીલકત અંગેના સઘળા ઝઘડા દીવાની ને મારફાડ–તોફાન વગેરેના ઝઘડા ફોજદારી અદાલતમાં જાય છે. દરેક જીલ્લામાં એક કોર્ટ હોય છે. તેના ઉપરીને

ડીસ્ટ્રીક્ટ જજ કહે છે. તે દીવાની ને ફોજદારી ગુન્હાઓની તપાસ કરે છે. ફોજદારી ગુન્હાઓની તપાસ કરે ત્યારે તેને સેશન્સ જજ કહેવામાં આવે છે. પંચ-જ્યૂરીની મદદથી તે ઇન્સાફ તોળે છે.

એના હાથ નીચે બીજા સબજજો-મેજીસ્ટ્રેટો વગેરે હોય છે. તે દરેકને જુદી જુદી સજા ને દંડ કરવાનો અધિકાર હોય છે. જીલ્લાનો કલેક્ટર ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ તરીકે કામ કરી શકે છે. વળી મોટાં શહેરોમાં ઓનરરી મેજીસ્ટ્રેટો પણ રાખવામાં આવે છે. ઇલાકાની બધી કોર્ટોના કામ ઉપર હાઇ કોર્ટ દેખરેખ રાખે છે.

**(૮) ખેતીવાડી ખાતું:** જમીન મહેસુલ, ખેતી સંબંધી શોધખોળો, દુકાળ નિવારણ, નહેરો, તથા જાહેર મકાનોનાં બાંધકામ વગેરે બાબતો આ ખાતાના પ્રધાનને હસ્તક હોય છે.

આ ઉપરાંત દેશના વહીવટમાં પ્રજા ભાગ લઇ શકે અને ધીમે ધીમે રાજકારોબારની તાલીમ હાંસલ કરે એ ઉદ્દેશથી સરકારે હમણાં સ્થાનીક સ્વરાજ્યનું ખાતું ખોલ્યું છે. આથી મોટાં શહેરો માટે સુધરાઇ-મ્યુનીસીપાલીટી તથા ગામડાઓ માટે લોકલ બોર્ડો સ્થપાઇ છે. ચીફ ઓફીસર, લોકલ બોર્ડ ઓફીસર, હેલ્થ ઓફીસર વગેરે ઇજનેર વગેરે અમલદારો રાખી એ વહીવટ કરે છે દીવા બત્તી, પાણી પુરું પાડવું, દવાખાનાં ચલાવવાં, પ્રાથમીક કેળવણી આપવી, શીતળા કઢાવવા, જન્મ-મરણની નોંધ રાખવી, આરોગ્ય તપાસ રાખવી; ઘર વેરો, ઓકટ્રોઇ, પાણી, ગટર વેરો, જમીન મહેસુલ વગેરે આવકનાં સાધનો તેમને હસ્તક સોંપાયાં છે. સ્થાનીક સ્વરાજ્યનાં ખાતાંઓની દેખરેખ પ્રધાનને હસ્તક હોય છે.

**(10) What do you know about the Federal Government ?**

હિંદનાં રાજતંત્રના બે વિભાગ છે. એક હોમ ગવર્નમેન્ટ અને બીજી ઇંડીયા ગવર્નમેન્ટ. ઇંડીયા ગવર્નમેન્ટના બે ભાગ છે. (૧) મધ્યવર્તી સરકાર Federal Government (૨) પ્રાંતીક સરકાર Provincial Government.

મધ્યવર્તી સરકારનો મુખ્ય અમલદાર ગવર્નર જનરલ છે. તેની નીમણુંક ઇંગ્લાંડના શહેનશાહ વડા પ્રધાનની સલાહ મુજબ કરે છે. તેને વહીવટ કરવામાં મદદ કરવા માટે એક નવ સભ્યોની કારોબારી સભા છે. ગવર્નર જનરલ તે સભાનો પ્રમુખ છે. બહુમતીથી આ સભાનું કામ થાય છે. જોઈતા કાયદા ઘડવા એક ધારામંડળ છે. એ બે ગૃહનું બનેલું છે (૧) લોક સભા Legislative Assembly (૨) રાજ સભા Council of State. લોક સભામાં ૧૪૪ સભ્યો છે. તેમાં ૧૦૩ ચૂંટાયેલા ને બાકીના નીમાયેલા છે. રાજસભાના કુલ ૬૦ સભ્યોમાંથી ૩૩ ચૂંટાયેલા ને ૨૭ નીમાયેલા છે. ધારાસભાની મંજુરીથી ખર્ચ માટેની રકમની માગણી ફક્ત લોકસભા પાસે રજુ થાય છે. લોકસભા આ માગણી મંજુર કરે, ન કરે, અગર એમાં ઘટાડો પણ કરી શકે. હવે જ્યારે Federation સંયુક્ત રાજતંત્ર અમલમાં આવશે ત્યારે મધ્યવર્તી સરકાર સ્વતંત્ર રાજ્યોના વહીવટી ખાતામાં માથું મારશે નહિજ તેમજ સ્વતંત્ર રાજ્યની સરકાર મધ્યવર્તી સરકારના કામકાજમાં દખલ કરશે નહિ. આવું બંધારણ ઇંગ્લાંડમાં છે. હિંદના પ્રાંતોને ૧૯૩૫ના કાયદાથી પ્રાંતીક સ્વરાજ્ય આપી સ્વતંત્ર બનાવ્યા છે. આથી સંરક્ષણ, આંતરરાષ્ટ્રીય સંબંધ વગેરે ખાતાંઓ ગવર્નર જનરલના અંગત રખાયાં છે. આ ખાતાંનો વહીવટ મધ્યવર્તી ધારાસભાને જવાબદાર નથી, પણ હિંદી વજીર ને પાર્લામેન્ટને જવાબદાર છે. આ સિવાયનાં ખાતાંઓનો વહીવટ એ પ્રધાનોની સલાહ મુજબ કરશે તેમ છતાં એવા ખાસ સંજોગોમાં ગવર્નર જનરલની હકુમત પ્રધાનોને સોંપાયલાં ખાતાંઓમાં પણ ચાલશે. જેમકે: (૧) હિંદમાં સુલેહ શાંતીના થતા ભંગની અટકાયત (૨) મધ્યવર્તી સરકારની નાણા વિષયક સ્થિરતા અને આંટનું સંરક્ષણ (૩) જાહેર નોકરોના હીત ને હકનું રક્ષણ કરવું (૪) લઘુમતી કોમનું હીત જાળવવું (૫) દેશી રજવાડાઓના માન ને હક જાળવવા. (૬) બ્રીટન–બર્મા કે હિંદ સાથેના વેપારના હીત તૂટતાં અટકાવવાં.

(11) Give an account of the ordinary & extra-ordinary powers of the Governor General.

દર વરસે ૨,૫૬૦૦૦ રૂપીઆનો ગંજાવર પગાર મેળવતો આ અમલદાર હિંદનો સર્વોપરિ અધિકારી ગણાય છે. આ પગાર ઉપરાંત એને મહેમાનગીરીઓ, મુસાફરીઓ, ખાધાખોરાકી વગેરે બીજા ખર્ચો પણ હિંદી તીજોરીમાંથી અપાય છે. જો કે રાજકીય દૃષ્ટિએ એનું સ્થાન હીંદી વજીર કરતાં બીજે નંબરે છે, કારણ કે તેના હુકમો માનવા તે બંધાએલો છે.

પોતાની ખાસ જવાબદારીને પહોંચી વળવા તે શાહેનશાહ તરફથી મળેલા સૂચનાપત્રને આધારે પ્રધાનોની નીમણુક કરે છે, પ્રધાન મંડળની સભામાં પ્રમુખસ્થાને બેસે છે, ધારાસભાના બંને ગૃહને તે બેઠક માટે બોલાવવાની, સંબોધવાની, મોકુફ રાખવાની, (લોક સભાને) બરખાસ્ત કરવાની અથવા તેની મુદતમાં વધારો કરવાની સત્તા ધરાવે છે. વળી ધારાસભાએ પસાર કરેલો ખરડો તેની સહી વડેજ કાયદાનું રૂપ લઇ શકે છે. આવો પસાર કરેલો ખરડો તે ધારાસભાને ફરી વિચાર કરવા માટે મોકલી શકે છે અથવા તેના પર શાહેનશાહની સંમતી મેળવવા અનામત રાખી શકે છે. એકાએક ઉપસ્થિત થતા સંજોગોને પહોંચી વળવા તે વટહુકમ Ordinances બહાર પાડી શકે છે. તેને કારોબારી સભાનો ઉપપ્રમુખ, તેના સભાસદો, અને કાઉન્સીલ ઓફ સ્ટેટના પ્રમુખને નીમવાની સત્તા હોય છે. હિંદી સુલેહશાંતી જોખમાય એમ લાગે ત્યારે તે કારોબારી સભાની વિરૂદ્ધ પગલાં ભરી શકે છે. વાઇસરોય તરીકે તે ગુન્હેગારોને માફી આપી શકે છે, તથા દેશી રાજાઓનાં નજરાણાં પણ સ્વીકારી શકે છે. પરદેશ ખાતાની નીતિ તે પોતાની ઇચ્છા મુજબ ઘડી શકે છે. નાણા સંબંધીનો કોઇ પણ ખરડો એની સંમતી વગર ધારાસભામાં રજુ થઇ શકતો નથી. રજુ થયા બાદ પસાર થયા પછી પણ એની સહી થયા વિના તે કાયદો ગણી શકાતો નથી. આવકના ૩૦ ટકા જેટલા ખર્ચ ઉપર જ ધારાસભાનો અંકુશ હોય છે. આ ખર્ચમાંથી હિંદી ખજાનચી કોઇ ખર્ચની રકમ માગે ને ધારાસભા તે માંગણી નામંજુર કરે તો પણ ગવર્નર જનરલ તેને પોતાની ખાસ સત્તાથી મંજુર કરી શકે છે.

કોઇ કર વધારવાની, કે નવા કરો નાખવાની ખજાનચીની સૂચના ધારાસભા નામંજુર કરે તો ગવર્નર જનરલ પોતાની સત્તાથી તેને બહાલી આપી શકે છે.

મધ્યવર્તી સરકારનાં જવાબદાર ખાતાઓનો વહીવટ ચલાવવા તે વધુમાં વધુ દશ પ્રધાનોની નીમણુક કરે છે (આ પ્રધાનો ધારાસભામાં ચૂંટાઇને આવેલા પક્ષોમાંથી જે પક્ષ વધુમતી ધરાવતો હોય તેમાંથીજ નામવામાં આવે છે. અને તેમની સામે ઠપકાની કે અવિશ્વાસની દરખાસ્ત પસાર થાય તો તેમણે તેમની જગ્યાઓનું રાજીનામું આપવું પડે છે)

મહેસુલ, ધર્મ, લશ્કર, નૌકાસૈન્ય, વગેરેના ખર્ચ કે દેશી ને પરદેશી રાજ્યોના સંબંધ વિષેનો કોઇ ખરડો ગવર્નર જનરલની પ્રથમ મંજુરી સિવાય ધારાસભામાં દાખલ કરી શકાતો નથી.

નવા કાયદા પ્રમાણે ગવર્નર જનરલ પોતાના કાયદા ઘડી શકે છે તે Governor General's Acts કહેવાય છે

(12) Describe the Federal Assembly, Federal Council and Legislative Powers

લોકસભા Federal Assembly ની મુદત પાંચ વરસની છે. એના સભ્યો ૩૭૫ છે. તેમાંથી ૧૨૫ જેટલા દેશી રાજ્યના પ્રતિનિધિઓ છે રાજસભા કાયમનું ગૃહ છે. તેમાંથી દર ત્રણ વરસે ત્રીજા ભાગના સભ્યો નિવૃત્ત થાય છે. એમાં ૨૬૦ સભ્યો છે. તેમાં ૧૫૦ બ્રીટીશ હિંદના પ્રતિનિધિ ૧૦૪ જેટલા દેશી રાજ્યોના પ્રતિનિધિ ને ૬ ગવર્નર જનરલે બ્રીટીશ હિંદમાંથી પસંદ કરેલા સભ્યોનો સમાવેશ થાય છે. બંને ગૃહને કારોબારી, ધારાવિષયક ને નાણા સંબંધીના હક સરખા છે. મધ્યવર્તી સરકારના વહીવટ અંગે જરૂરી કાયદા માટે બંને ગૃહો ખરડો પસાર કરે છે. ધારાસભા પ્રાંતના કોઇપણ અગત્યનાં ખાતાનં વહીવટ સંબંધમાં પોતાનો મત દર્શાવવા ઠરાવ Resolution પસાર કરી શકે છે કારભાર પર અંકુશ રાખવા બંને ગૃહના સભ્યો પેટા સવાલો પૂછી શકે છે. અગત્યના પ્રશ્ન પર ચર્ચા માટે સભા મોકુફીની રખાસ્ત Adjournment motion રજુ કરી શકે છે. ઠપકાની દરખાસ્ત લાવી પ્રધાનમંડળને રાજીનામું આપવાની ફરજ પાડી શકાય

છે. અંદાજપત્ર પર ચર્ચા કરી શકાય છે. ધારાસભાની મંજુરીથી ખર્ચવાની રકમની માગણી મંજુર, નામંજુર અગર એમાં ઘટાડો કરી શકાય છે. બંને ગૃહને પોતપોતાનો પ્રમુખ ચૂટવાનો અધિકાર છે. લોકસભાનો પ્રમુખ "સ્પીકર" કહેવાય છે. રાજસભાનો પ્રમુખ "પ્રેસીડેન્ટ" કહેવાય છે.

(13) Describe fully the Constitution of the Provincial Executive, Governor's powers and Council of Ministers.

ઈ. સ. ૧૯૩૫ના કાયદા મુજબ મુંબઇ, મદ્રાસ, બંગાળા, પંજાબ સિંધ, બિહાર, ઓરિસ્સા, આસામ, સંયુક્ત પ્રાંતો મધ્ય પ્રાંતો ને વરાડ અને વાયવ્ય સરહદનો પ્રાંત એમ ૧૧ પ્રાંતો **ગવર્નરના પ્રાંતો** કહેવાય છે. પ્રાંતીક કારોબારી સરકાર ગવર્નર અને તેના પ્રધાન મંડળની Cabinet બનેલી છે. જવાબદાર રાજતંત્ર Provincial Autonomy સોંપાયા પછી બધાંજ ખાતાં પ્રધાનોને સોંપાયાં છે. ખાસ જવાબદારીના વિષયો સિવાય ગવર્નર આ પ્રધાનોની સલાહ મુજબ વર્તે છે. નવા કાયદા પ્રમાણે પ્રાંતનો વડો અમલદાર હવેથી ગવર્નર જનરલની સત્તા હેઠળ નથી પણ પોતાના પ્રાંતમાં તે શાહેનશાહનો પ્રતિનિધિ બન્યો છે. પ્રાંતીક સરકારનાં તમામ ખાતાં લોકોના પ્રતિનિધિની બનેલી ધારાસભાને જવાબદાર રહે તેવા પ્રધાનોને સોંપાયાં છે. છતાં ખાસ સંજોગોમાં પોતાની જવાબદારીને પહોંચી વળવા પ્રાંતનો વડો અમલદાર ખાસ પગલાં ભરે ત્યારે તે ગવર્નર જનરલ, હિંદી વજીર તથા બ્રીટીશ પાર્લમેન્ટને આધીન રહે છે વળી પોલીસ ખાતાનાં વહીવટ પર તેમજ હિંદી સનંદી નોકરીના અમલદારો સંબંધમાં ધારાસભા પાસે નહી જેવી સત્તા છે. નાણાની બાબતમાં પણ ધારાસભાને સંપૂર્ણ કાબુ નથી.

ગવર્નરની નીમણુંક પાંચ વરસ માટે હોય છે. પગાર અને દરજ્જાની બાબતમાં મુંબઇ, મદ્રાસ ને બંગાળાના ગવર્નરો બીજા પ્રાંતોના ગવર્નરો કરતાં મોટા ગણાય છે (૧) પ્રાંતના કોઇપણ ભાગમાં સુલેહશાંતીનો ભંગ થતો અટકાવવો (૨) લઘુમતી કોમના હીતનું રક્ષણ કરવું. (૩) જાહેર નોકરોના હક અને હીતનું પાલન કરવું. (૪)

દેશી રાજકર્તાના અધિકાર ને માનમરતબો જાળવવા વગેરે બાબતોમાં ગવર્નરની ખાસ જવાબદારી ગણવામાં આવી છે. પ્રાંતનો સઘળો વહીવટ ગવર્નરના નામથી ચાલે છે ને તે પ્રાંતનો પ્રતિનિધિ ગણાય છે.

ગવર્નર પ્રાંતોના પ્રધાનોની નીમણુંક કરે છે. પ્રધાનમંડળની સભાને પ્રમુખપદે બેસે છે. પ્રધાનોને ખાતાં વહેંચી આપે છે. ધારાસભાની બેઠક બોલાવે છે બંને ગૃહોને બોલાવે, મોકુફ રાખે ને લોકસભાને બરખાસ્ત પણ કરે છે. ધારાસભાએ પસાર કરેલો ખરડો કાયદા તરીકે કોઇ પણ મંજુર થતાં પહેલાં તેની સહી લેવાય છે. કેટલીક બાબતોમાં ખરડો રજુ કરતાં પહેલાં તેની પ્રથમથી પરવાનગી લેવી પડે છે. તેને પણ વટહુકમો Ordinances ખાસ સંજોગોમાં કાઢવાની પૂરેપૂરી સત્તા છે. એ પણ ગવર્નરનો કાયદો Governer's Act ઘડી શકે છે. કોઇ પણ પોલીસ કાયદો ગવર્નરની સંમતી વગર ફેરવી કે નાબુદ કરી શકાતો નથી. રાજવહીવટનું તંત્ર બંધ પડી જાય એવે કટોકટીને પ્રસંગે ગવર્નર જાહેરનામુ બહાર પાડી બધો પ્રાંતિક વહીવટ પોતાને હસ્તક લઇ શકે છે આ જાહેરનામું તે ૩ વરસ સુધી લંબાવી શકે છે. તેની નકલ સેક્રેટરી ઓફ સ્ટેટને મોકલવી પડે છે. દર વરસે અંદાજપત્ર તૈયાર કરાવી ધારાસભા સમક્ષ તે રજુ કરાવે છે. લોકસભાએ ના મંજુર કરેલી માગણી તે પોતાની ખાસ સત્તાથી મંજુર કરી શકે છે. જો વધુમતી ધરાવતા પક્ષનો આગેવાન પ્રધાન મંડળ Council of Ministers રચવા ના પાડે તો ગવર્નર બીજા પક્ષના આગેવાનની સલાહ મુજબ કામ ચલાઉ Interim પ્રધાન મંડળ નીમે છે. પ્રધાનોની અમુક સંખ્યા કાયદાથી કરી નથી. મુંબઇ ઇલાકાના પ્રધાન મંડળમાં હાલ સાત પ્રધાન છે. ધારાસભાએ નક્કી કરેલો પગાર પ્રધાનોને મળે છે. પ્રધાનો પોત પોતાનાં કામ માટે સંયુક્તપણે ધારાસભાને જવાબદાર છે. મુખ્ય પ્રધાનની સલાહથી ગવર્નર પ્રધાનોને ખાતાં વહેંચી આપે છે. પ્રાંતના વડા પ્રધાનને Chief Minister ઇંગ્લાંડના વડા પ્રધાન જેટલી સત્તા નથી.

(14) Describe the composition of the Bombay Legislative Council and Assembly under the act of 1935.

ઇ. સ.૧૯૩૫ના હિંદી કાયદાથી મુંબઇ, મદ્રાસ, સંયુક્તપ્રાંત, બિહાર ને આસામમાં બે ધારાસભાઓ (૧) વરિષ્ઠ ધારાસભા Legislative Council અને (૨) લોકસભા Legislative Assembly સ્થાપવામાં આવી છે. બાકીના બીજા પ્રાંતોમાં ફક્ત લોકસભાજ રાખવામાં આવી છે. લોકસભાના બધા સભ્યો ચુંટાયલા હોય છે. જ્યારે વરિષ્ઠ ધારાસભામાં કેટલાક સભ્યો સરકાર તરફથી નીમાયલા nominated હોય છે.

મુંબઇની લોકસભા ૧૭૫ સભ્યોની બનેલી છે. જેમાં ૧૧૫ સામાન્ય હિંદુઓ તથા હરિજનો માટે,૨૯ મુસલમાનો ૮ યુરોપીયનો તથા ખ્રીસ્તીઓ. ૬ સ્ત્રીઓ, ૭ વેપાર ઉદ્યોગો માટે, ૭ મજુર વર્ગના પ્રતિનિધિઓ, ૨ જમીનદારો, ૧ યુનીવર્સીટી, ૧ પછાત વર્ગ વગેરે બેઠકો છે. સાધારણ રીતે એની મુદત પાંચ વરસની છે, છતાં ગવર્નરને એ મુદત પહેલાં એને વીસર્જન કરવાનો અધિકાર છે. લોક સભા પોતાનો પ્રમુખ પોતે ચૂટે છે.

દરેક પ્રાંતમાં સભાસદોની સંખ્યા કોમી ધોરણ પર જુદી જુદી છે. મુંબઇ વરિષ્ઠ સભામાં ૨૯–૩૦ બેઠકો છે. તેમાં ૨૦ સામાન્ય ૫ મુસલમાન, ૧ યુરોપીયન ને ઓછામાં ઓછા ૩ ને વધુમાં વધુ ૪ સભાસદો ગવર્નર તરફથી નીમાય છે. આ બેઠક સ્થાયી છે. એના ત્રીજા ભાગના સભાસદો દર ૩ વરસે ફારેગ થાય છે એમ ઠરાવ્યું છે. નાણા સિવાય બીજા ઠરાવો આ સભામાં રજુ થઇ શકે છે.

(15) Is it true that the Executive has been made responsible to the Legislature? Describe the powers of the Provincial Legislature.

૧૯૩૫ના કાયદા પ્રમાણે દરેક પ્રાંતોને તેમને લાગતા કાયદાઓ ઘડવાની સત્તા તેમની ધારાસભાઓને આપેલી છે. ફેડરલ વિષય પર આ ધારાસભા ગવર્નર જનરલની સંમતી વગર ચર્ચા કરી શકે કે કાયદો ઘડી શકે નહિ. આથી નાણા વિષયનો ખરડો નીચેની સભામાં દાખલ કરી શકાય. દરેક ખરડો બંને ધારાસભામાંથી પસાર થવોજ જોઇએ. નીચલી ધારાસભા અમુક ખરડો પસાર કરી ઉપલી વરિષ્ઠ ધારાસભામાં ચર્ચા ને મંજુરી માટે મોકલે છે. જો એક વરસ સુધીમાં

એ ખરડો ગવર્નર પાસે સંમતી માટે મોકલવામાં આવે નહિ તો ગવર્નર બંને ધારાસભાઓના વિભાગોની ભેગી બેઠક બેલાવી તેમની સંમતીને બહુમતીને માન આપી કામ લે છે. કોઇ પણ ખરડો વરિષ્ઠ ધારાસભામાં પસાર થયો હોય ને નીચલી ધારાસભા તેને પસાર કરે નહિ તો તે કાયદાનું સ્વરૂપ લઇ શકે નહિ. બંને સભામાંથી પસાર થયા પછી જ ગવર્નરની સંમતીથી ખરડો કાયદાનું સ્વરૂપ પામે છે પ્રાંતીક ધારાસભાનો દરેક કાયદો પ્રથમ ગમે તે એક ગૃહમાં ખરડા રૂપે રજુ થાય છે. ત્યાં ત્રણે વાંચનમાંથી પસાર થયા બાદ તેને બીજા ગૃહમાં મોકલવામાં આવે છે આ ગૃહમાં પણ ત્રણે વાચનમાંથી તે પસાર થયા બાદ તેને ગવર્નરની મંજુરી માટે મોકલવામાં આવે છે. અને ત્યાંથી મંજુરી મળ્યા બાદ તે કાયદા રૂપે બહાર પડે છે. જો ખરડો બેઉ સભામાંથી પસાર થાય છતાં ગવર્નર સંમતી ન આપે તો તે નકામો જાય છે. અગર તો ગવર્નર ગવર્નર જનરલની સંમતી માટે તે મુલતવી રાખવા, કે સુધારા વધારા સાથે પાછો મોકલવા સત્તા ધરાવે છે.

કાયદા ઘડવા ઉપરાંત ધારાસભા સવાલો પુછી દરેક ખાતાના વહીવટ સંબંધી જરૂરી બાતમી મેળવી શકે છે. સરકારનાં કામ પ્રત્યે ઠરાવ કરી પોતાનો અભિપ્રાય દર્શાવી શકે છે. સરકારનાં કામ તરફના પસંદગી બતાવવા પ્રધાનો પર ઠપકાની દરખાસ્ત પસાર કરાવી તેમને તેમના હોદ્દાના રાજીનામા આપવાની ફરજ પાડે છે. નાણાંના અંદાજપત્ર "બજેટ" પર સામાન્ય ટીકા કરવાનો અધિકાર બંને ગૃહના સભ્યો ધરાવે છે, પણ (મત આપવાની નહિ) સરકારે ખર્ચવાના નાણાની માગણી ફક્ત લોક સભામાં જ કરવામાં આવે છે અને તેની મંજુરી મળેથી સરકાર મોટા ભાગનાં નાણાં વાપરી શકે છે

પ્રધાન મંડળ જ્યાં સુધી નીચલી ધારાસભાનો વિશ્વાસ તેનામાં હોય ત્યાં સુધી જ સત્તા પર રહી શકે છે તેના સભ્યો જાહેર હીતના સવાલો પુછે છે, કોઇ અગત્યના પ્રશ્ન પર સરકારનું ધ્યાન ખેંચવા સભાનું કામ બંધ કરવાની દરખાસ્ત Motion of Adjournment પણ લાવી શકે છે.

વળી ગવર્નરના પગાર ને ભથ્થાં પર પણ ચર્ચા થઇ શકતી નથી. અંદાજપત્રમાં માગવામાં આવેલી રકમો મંજુર–નામંજુર કરવાની કે

ઘટાડવાની સત્તા નીચલી ધારાસભાની છે, પણ વરિષ્ટ ધારાસભાને તેની કાઇ સત્તા નથી. નીચલી ધારાસભાએ નામંજુર કરેલી કે ઘટાડેલી કાઇપણ ખર્ચની રકમ ગવર્નર પોતાની ખાસ જવાબદારી ને અસામાન્ય સત્તાથી નામુદ કરી શકે છે.

(16) Give the complete Provincial L·gislative list :

(૧) જાહેર વ્યવસ્થા Public order (૨) ન્યાય ખાતું (૩) રેલ્વે ને ગામડાંની પોલીસ (૪) કેદખાના Prisons (૫) પ્રાંતનું રાષ્ટ્રીય દેવું Public debt of the Province (૬) પ્રાંતિક જાહેર નોકરી ને કમીશન (૭) પ્રાંતીક નોકરોને આપવાનું પેન્શન (૮) પ્રાંતમાં આવેલી જમીન, મકાનો વગેરે (૯) લાયબ્રેરી, મ્યુઝીઅમ અને બીજી પ્રાંતીક સરકારના હાથ નીચેની જાહેર સંસ્થાઓ. (૧૦) જાહેર તંદુરસ્તી (૧૧) કેળવણી (૧૨) વ્યવહારના માર્ગો (૧૩) ખેતીવાડી (૧૪) જંગલો (૧૫) પ્રાંતમાં ચાલતા હુન્નર-ધંધા (૧૬) માદક પદાર્થો (૧૭) ગરીબાઇ ને બેકારી નિવારણ (૧૮) મહેસુલ (૧૯) પેદાશ પર જકાત (૨૦) ખાણોની આવક ઉપર કર (૨૦) મુડી પર કર (૨૧) પાણી અને નહેરો (૨૨) ધર્મશાળાઓ ને ધર્માદા સંસ્થાઓ (૨૩) શિકાર ને જુગારની જગાઓ (૨૪) વાહનો પરનો કર (૨૫) સ્ટેમ્પ ડ્યુટી (૨૬) મોજ શોખના-સીનેમા-નાટક વિલાસના સાધનો વગેરે પરના જકાત (૨૭) ટોલ (૨૮) આયાત પરની જકાત વગેરે નાની મોટી લગભગ ૫૪ બાબતોનો સમાવેશ થાય છે.

(17) What do you understand by : (1) Federal Railway Authority, (2) States of India, (3) Local Self Government.

अ Federel Railway Authority: હિંદુસ્તાનમાં દોડતી રેલ્વે અમુક એકજ કંપનીની માલીકીની નથી. અમુક સરકારની તો અમુક દેશી રાજ્યોની માલીકીની છે. આથી કંપનીઓમાં ખોટી હરીફાઇ ને ઇર્ષા થવાનો હંમેશ સંભવ રહેતો હોવાથી ૧૯૩૫ના કાયદા મુજબ તમામ રેલ્વેઓનું એક વ્યવસ્થા મંડળ સ્થાપવામાં આવ્યું છે. એ

મંડળ દેશની રેલ્વે, ખેતી, વેપાર હુન્નર ને લોકહીતનાં કામમાં મદદ કરે છે. જેમ બને તેમ ઓછા અકસ્માત થાય એની સંભાળ રાખે છે. રેલ્વેઓ વચ્ચેની હરીફાઇ દુર કરે છે. જુદી જુદી કંપનીઓ વચ્ચેની તકરારોનો અંત લાવવાની સત્તા ગવર્નર જનરલને આ મંડળના પ્રમુખ તથા બીજા બે ન્યાયાધીશોની મદદથી આપવામાં આવી છે રેલ્વેનો વિષય ગવર્નર જનરલની અસાધારણ સત્તામાં આવી જાય છે. એના ઉપર ધારાસભાઓનો અંકુશ નથી. આ મંડળની સામે ફેડરલ કોર્ટમાં દાવો નોંધાવી શકાય છે.

**ख States of India: હિંદનાં દેશી રાજ્યો:**

હિંદુસ્તાનમાં પુષ્કળ દેશી રાજ્યો આવેલાં છે જેમાં વડોદરા, નીઝામ મ્હેસુર, ને કાસ્મીર વગેરે મોટાં ગણાય છે. આવાં મોટાં રાજ્યોમાં હિંદી સરકાર તરફથી એક રેસીડેન્ટ રાખવામાં આવે છે જે રાજ્યના કારભાર પર દેખરેખ રાખે છે.

નાનાં નાનાં રાજ્યો ઉપર દેખરેખ રાખવાને પોલિટીકલ એજન્ટ નીમવામાં આવે છે. આ એજન્ટો પ્રાંતીક સરકારોના તાબામાં હોય તો પ્રાંતના ગવર્નર સાથે અને વડી સરકારના તાબામાં હોય તો તે ગવર્નર જનરલ સાથે સંબંધ રાખે છે. સઘળા દેશી રાજ્યોના પ્રશ્નો ચર્ચવા નરેન્દ્ર મંડળની સ્થાપના કરવામાં આવી છે. હવે પછી વડી ધારાસભામાં બ્રીટીશ હિંદના ને દેશી રજવાડાઓના પ્રતિનિધિઓ એક સાથે બેસશે જેથી સમસ્ત હિંદ માટે એકજ પ્રકારના કાયદા ઘડી શકાશે.

**क Local Self Government સ્થાનીક સ્વરાજ્ય:**

આ સંસ્થાના બે ભાગ પડે છે. (૧) શહેરના વહીવટ માટેની સંસ્થાઓ. Urban Local Bodies (૨) ગ્રામવિભાગ માટેની સંસ્થાઓ Rural Local Bodies.

મ્યુનીસીપાલીટી, પોર્ટ ટ્રસ્ટ, અને ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ વગેરેની શહેર વિભાગની સંસ્થામાં સમાવેશ થાય છે. જિલ્લા લોકલબોર્ડ, તાલુકા લોકલબોર્ડ અને ગ્રામ પંચાયત વગેરે ગ્રામ વિભાગની સંસ્થાઓ કહેવાય છે. આ બંને પ્રકારના સંસ્થાઓને જુદાં જુદાં બે જાતનાં કામો કરવાનાં હોય છે-ફરજિયાત ને મરજીયાત. શહેર સુખાકારી જાળવવી, પ્રાથમીક કેળવણી માટે શાળાઓ સ્થાપવી ને નભાવવી, સ્વચ્છ પાણી

કૂરું પાડવું, રસ્તા તથા મહોલ્લાઓમાં પાણી છંટાવવું, દીવા બત્તી કરાવવી, શીતળા ટંકાવવા, આગ બુઝાવવી, મુડદાંને બાળવા કે દફનાવવા વ્યવસ્થા કરવી, રોગમરકી અટકાવવા, જન્મ મરણની નોંધ રાખવી, રસ્તા બંધાવવા તથા સુધારવા વગેરે મ્યુનીસીપાલીટીનાં ફરજિયાત કામો છે. વળી આ ઉપરાંત નાણાં હોય તો શહેરીઓ માટે આરામના સ્થાનો ખોલવાં, લાયબ્રેરી ને સંગ્રહસ્થાનો નિમાવવાં, ધર્મશાળાઓ, ટાંકાઓ, કુવાઓ બંધાવવાં, પ્રદર્શનો ભરવાં, માધ્યમીક ને ઉચ્ચ શિક્ષણ માટે સગવડ કરવી વગેરે.

આ ખર્ચોને પહોંચી વળવા તેમને આવક માટે નળવેરો, જાજરૂ વેરો, ઘરવેરો, જકાત, વગેરે કરો ઉઘરાવવાની સત્તા છે. ગ્રામવિભાગના ખર્ચ માટે મહેસુલ સાથે એક રૂપીયે એક આના પ્રમાણે 'લોકલ ફંડ' ઉઘરાવાય છે. વળી આ બંને સંસ્થાઓને પ્રાંતીક સરકાર પણ મદદ કરે છે. જરૂરી મોટા ખર્ચનાં કામ કરવા માટે સરકારની આગ્નાથી મંજુરી મેળવી આ સંસ્થાઓ (લોન વગેરે કાઢી) વ્યાજે નાણાં પણ લઇ શકે છે

ચૂંટાયલા પ્રતિનિધિઓ એમાં બીરાજે છે. આ સંસ્થા પોતાના વહીવટ માટે પેટા કાયદા ઘડી શકે છે. ચીફ ઓફીસર, એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર, ઇજનેર વગેરે અમલદારોની નીમણુક સરકારની મંજુરીથી કરે છે. દર વરસે આ સંસ્થાઓનો હીસાબ સરકારી ઑડીટર તપાસે છે, ને યોગ્ય ટીકા કરે છે. કારભાર બગડેલો લાગતાં સરકાર સંસ્થાને બરતરફ કરી પોતાને હસ્તક ચાર્જ લઇ શકે છે.

મુંબઇ ઇલાકામાં ૨૬ જીલ્લા લોકલ બોર્ડો છે. એના સભાસદો પ્રજા ચૂંટે છે. જે જીલ્લાને સરકારે પ્રાથમીક કેળવણી સોંપેલી છે, તેવા જીલ્લાની કેળવણી પર દેખરેખ રાખવા સ્કુલબોર્ડ હોય છે.

તાલુકા લોલકબોર્ડો ગામડાનો વહીવટ સંભાળે છે. એમાં પણ પ્રજા પ્રતિનિધિઓ બેસે છે. કુવાઓ તથા રસ્તા સમરાવવાનું, ઝાડો રોપાવવાનું, આરોગ્ય, દવાખાના ને કેળવણી સંબંધી દેખરેખ રાખવાનું કામ તેમને કરવાનું હોય છે.

Printed by: Govindji D. Naik. At: Shree Anav
Bandhu P. Press, Baranpuri Bhagal, Surat.